# નિહિલિસ્ટોના પંજામાં

રૂશિયન રાજખટપટની વાર્તા



ગાંડીવ

ગાંડીવ બાલોદ્યાન માલા: પુષ્પ સાતમું

# બાળવિહાર (૧)

આ ચોપડી ખાસ વખણાઈ છે અને તેની

ત્રીજી આવૃત્તિ પણ બહાર પડી છે જોઈ જુઓ.



[illegible] ૭-૧૨-૭૮. [illegible]

અનેક પત્રોએ વિદ્વાનોએ, લેખકોએ, અને બાળ સાહિત્યના વિવેચકોએ એને વખાણેલું છે. વડોદરા રાજ્યમાં તેમજ સરકારી કેળવણી ખાતાએ ઇનામ વગેરે માટે એને મંજુર કરેલું છે. ઇનામમાં આપવા માટે એવી ઉત્તમ ચોપડી બીજી જૂજ હશે.

ગાંડીવ સાહિત્ય વાટિકા
પુષ્પ: :પાંચમું

# નિહિલિસ્ટોના પંજામાં

પ્રયોજક

ઇશ્વરલાલ વીમાવાળા




પ્રગટકર્તા-

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦, કેળાંપીઠ

સુરત

છ
બાર]  [આના

# ગાંડીવ સાહિત્ય વાટિકા

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બયુગનું બંગાળા (૧–૨) કુલ | ૨ાા |
| ૨ | હાય આસામ! | ૧ |
| ૩ | કલકત્તાનો કારાયુગ | ૧ા |
| ૪ | પંજાબનું પ્રચંડ કાવકતરૂં | ૧ાા |
| ૫ | નિહિલિસ્ટોના પંજામાં | ૦ાાા |
| ૬ | કાળું ગુલાબ | ૧ાા |
| ૭–૧૮ | બ્રહ્માંડનો ભેદ (૧–૨) | ૩ાા+૨ |
| ૮ | આનંદમઠ | ૧ાા |
| ૯ | અમૃતનો પ્યાલો | ૦ાા≈ |
| ૧૦ | નામ વિનાની નવલકથા | ૨) |
| ૧૧ | કરણઘેલાનું કળાવિધાન | ૦ા |
| ૧૨ | પાંડવગુપ્તનિવાસ | ૦ાાા |
| ૧૩ | જેલનો અનુભવ | ૦ાા |
| ૧૪ | નીતિ ધર્મ | ૦ાા |
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ૦ા |
| ૧૬ | ખાંયણાં | ૦ા– |
| ૧૭ | ગીતાંજલિ | ૧ા |
| ૧૮ | બ્રહ્માંડનો ભેદ (ભાગ–૨ જો) | ...... |
| ૧૯ | બલિદાન | ૦ા– |
| ૨૦ | દેવી ચૌધરાણી | ૧ાા |
| ૨૧ | બંગાળાનો બળવો | ૧ાા |

ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સુરતમાં છાપી
નટવરલાલ વીમાવાળાએ ગાંડીવ સાહિત્ય મંદિર
તરફથી પ્રગટ કરી. બીજી આવૃત્તિ. ઇ. સ. ૧૯૩૦
પ્રત ૨૩૦૦

**આ વાત** ગાંડીવ પત્રના બીજા વરસના અંકોમાં પ્રગટ થઈ હતી. તે એક વેળા પુસ્તક રૂપે છપાઈ હતી અને હવે ફરીથી આ તેની નવી આવૃત્તિ નીકળી છે.

નિહિલિસ્ટનો સંપ્રદાય યુરોપમાં ઘણો જૂનો ને જાણીતો છે. એ સંપ્રદાયને આપણી ભાષામાં 'શૂન્યવાદી' સંપ્રદાય કહી શકાય, જો કે એ શબ્દથી બરાબર ભાવાર્થ સમજાય તેવું નથી. કોઇ પણ જાતની રાજવ્યવસ્થાને ન માનનારો અને ચાલુતા તંત્રને હિંસાને જોરે નાબુદ કરવા ઇચ્છતો આ સંપ્રદાય રૂશિયામાંથીજ પ્રગટેલો, ત્યાંજ પ્રબળ બન્યો અને હજુ પણ ત્યાં અસ્તિત્વમાં છે. માણસે કોઇ પણ જાતનું બાહ્ય બંધન સ્વીકારવું જરૂરી નથી, અને કોઈ પણ જાતનું રાજતંત્ર એજ માનવીના દુઃખોનું મૂળ છે એવું માનનારાઓના આ પંથે રૂશિયામાંથી ઝારશાહીને નાબૂદ કરવા માટે આકાશ પાતાળ એક કર્યાં છે, અનેક સાત્વિક અને રાજસી બલિદાનો પણ આપેલાં છે. એમનાં બલિદાનોની, પરાક્રમોની અને મરણિયા સાહસોની અનેક કથાઓ યુરોપી સાહિત્યોમાં મૌજુદ છે. એમનું સંગઠન પણ બહુ વિશાળ છે અને એમના અનુયાયી પણ યુરોપના બધા દેશોમાં ખરાજ. આવા આ વિશાળ સંપ્રદાયના ઇતિહાસમાં અનેક પ્રેરક વસ્તુઓની સામગ્રી ભરપૂર છે.

અહિં જે વાત રજુ થાય છે તેમાં સાચું તત્વ કેટલું હશે એ કહી શકાય તેમ નથી. પણ એટલું તો કહી શકાય કે આ તો શું, એથી ય વધારે રોમાંચક સાચ્ચા કિસ્સાઓ નિહિલિસ્ટ સંપ્રદાયના ઇતિહાસમાં અનેક મળે તેમ છે. આ વાત મૂળ બેરોનેસ ઓકઝીંની લખેલી છે. તેનો અનુવાદ વાંચકને રસભર્યો થઈ પડશે એવી ખાતરી છે.



# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

હર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂ. ૪) પરદેશ શિલિંગ દસ.

---

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

---

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો.

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ સુરત**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

## પ્રકરણ ૧ લું

## બુરખાવાળી !

પ્રિય વાંચક !

જે યુરોપખંડમાં આ વાર્તાના બધા ખેલ ખેલાયા છે, તેના ઘણા દેશોની ઘણી વાતો તેં ગઇ મોટી લડાઇ દરમ્યાન જાણી હશે. આસ્ટ્રીયાનું મુખ્ય શહેર—રાજધાની—વીયેના છે તે પણ તને ખબર હશેજ.

એ વીયેના શહેરમાં આજે ખૂબ ભારે ધમાલ ચાલી રહી છે. આજે કેથોલીક ખ્રીસ્તી ધર્મનો એક મોટો તહેવાર હોવાથી આખા શહેરમાં પુષ્કળ હોહા ચાલી રહી છે. ઠામઠામ મેળા ભરાયા છે. દુકાનવાળાઓ પૂર ભપકામાં પોતાની દુકાનોને શણગારી બેઠા છે. ગાડી—ઘોડા, બગીઓ અને મોટરોની દોડાદોડ અને ભુંગળાઓના ભોંકારાથી આખું શહેર ગાજી રહ્યું છે. બજારોમાં અને મોટા રસ્તાઓ ઉપર લોકોની ગર્દી તો એટલી બધી છે કે ઉતાવળે ચાલવા ઇચ્છનારાઓથી એકનું નાક તો બીજાના કાન, ને ત્રીજાના ટાંટીયાને છુંદ્યા વગર આગળ જઇ શકાતુંજ નથી. ભીડાભીડ અને કચડાકચડીને લીધે ભલભલા, ગળે હાથ નાંખીને ચા-

લનારાઓ પણ છૂટા પડી જઇને એક ઉત્તર તો બીજું દક્ષિણ પહોંચી જાય એવો ઘાટ થઈ રહ્યો છે.

નાટક–કંપનીવાળાઓને તો આજે ભારે તડાકો છે. ભલભલા લખેશરી અને ભલભલા ઉંચા કુટુંબની સ્ત્રીઓ આજે તો–બુરખા પહેરી પહેરીને પણ—નાટક જોવા આવવાની! પછી ટીકીટના ભાવ ભલેને દશ–વીશ કે પચ્ચીશ રૂપીઆ હોય! કારણ આજના જેવો મોટો તહેવાર ફરી ક્યારે આવવાનો હતો? ને વળી આવતી કાલથી તો ઉપવાસના રોજા પાળવાના–એમજ સમજોની કે જાણે રમજાન મહિનાનો આગલો દિવસ! અથવા હિંદુઓના શ્રાવણ માસ પહેલાં આવતો દિવાસો! એટલે જાણે ઉપવાસનું વેર વાળવાને ખાતર પણ આજે તો ખૂબ મોજ, ખૂબ આનંદ, ખૂબ એશઆરામ, કરી લેવાં જોઇએ! તેથીજ અહીં નાટકશાળા આગળ તો જાણે ઉકરડામાં કીડા ખદબદે તેમ અગણિત માનવજંતુઓ ખદબદી રહ્યાં હતાં.

અને જેમ નાટકના સ્ટેજ પર પ્રેમલા–પ્રેમલીઓના પાઠ ભજવાતા હતા તેમ બહાર આ સ્ત્રી પુરૂષોની મેદનીમાં પણ તેવાંજ નાટક કંઇ કંઇ ચિત્ર વિચિત્ર રૂપમાં ભજવાઇ રહ્યાં હતાં. અનેક જુવાન છોકરાઓ જુવાન છોકરીઓની પાછળ દોડતા અને તેનો પ્રેમ પ્રાપ્ત કરવાને પ્રશંસા ખુશામત વગેરે અનેક પ્રકારના ઉપાયો અજમાવતા. તેમ તે છોકરીઓ પણ અનેક પ્રકારના નખરા ને નાચણવેડા કરવામાં બાકી રાખતી નહિ.

× × . +

રંગભૂમિ પર નાટક ભજવાઈ રહ્યું હતું.

ઑડીયન્સમાં જમણા હાથ પરના એક બોકસમાં બે પુરૂષો કાળો પોશાક પહેરીને બેઠા હતા. તેમાં એક યુવાન અને બીજો વૃદ્ધ હતો.

"સીટ્! સીટ્! સીટ્!"

નીચે એકસ્ટ્રા કલાસમાંથી કોઈ બુરખો પહેરેલી સ્ત્રીએ પેલા યુવાન તરફ ઈશારત કરીને અવાજ કાઢયો; "કેમ, કંઈ ઓળખાણ પડેછ કે? હું તો તમને ઓળખું છું, હાં! નીચે આવો. આપણે સાથે બેસીએ" તેણે તીણે અવાજે કહ્યું.

જાણે રૂપાની ઘંટડીનો દૂરથી રણકાર આવતો હોય એવા મધુર અવાજે યુવાનનું ધ્યાન ખેંચ્યું—અરે, ધ્યાન ખેંચ્યું, તો શું? પણ તેને પાણી પાણી કરી મૂકયો. તે પોતાની જગા પરથી ઉઠયો—ઉભો થયો—વાંકો વળ્યો—બારી-કાઈથી જોવા લાગ્યો, આડો થયો—અવળો થયો—પણ તે યુ-વતિની જરાયે ઓળખાણ પડી નહિ.

'ગમે તેમ--કહો ન કહો—પણ એ બુરખારૂપ વાદળામાં કોઈ અદભુત મનોહર ચંદ્રમા સંતાયલો છે' એમ તેને નક્કી લાગ્યું. પરંતુ મહા પ્રયત્ને પણ એ ચંદ્રમા ઓ-ળખી શકાયો નહિ. માત્ર બે ઝીણી મનોહર આંખો ઝળક ઝળક થયાં કરતી હતી.

થોડીવારે પાછી બૂમ પડી—

"કેમ? નહિ સાંભળ્યું...? નીચે આવો તો આપણે સાથે બેસી બે ઘડી વાતો કરતાં જોઈએ."

સ્ટેજ પરનું નાટક તો ચાલતુંજ હતું.

આ બીજી બૂમે યુવાનને જવાબ આપવા પ્રેર્યો; તેણે કહ્યું–"સુંદરી! મને તો ઓળખાણ પડતી નથી. પણ તમે મને ઓળખતા હો તો તમેજ અહીં આવો."

"ના. તમે આવો" પેલીએ કહ્યું.

યુવાને પોતાની ખુરશી છોડી. બોક્સમાંથી બહાર નીકળવા લાગ્યો. વૃદ્ધે તેનો હાથ પકડયો. પૂછ્યું–"ક્યાં જાઓ છો?"

"પેલી બુરખાવાળી કોણ છે, તે..."

"અરે જવા દોની, બાપુ! એવી તો..."

"પણ નહિ. હું હમણાં આવું છું, જોઉં તો ખરો કે એ કોણ છે?" કહીને બોક્સમાંથી બહાર નીકળ્યો. એકસ્ટ્રા વર્ગના દરવાજામાં થઇ જ્યાં પેલી બુરખાવાળી સુંદરી બેઠી હતી ત્યાં આવીને જુએ છે તો કોઇ ન મળે! તેની ખુરશી ખાલી હતી!

યુવાન ભોંઠો પડી ગયો. તે મનમાં બબડ્યો–"હેં? આમ કેમ? મને બોલાવીને એ પોતે ક્યાં સટકી ગઇ?..."

વાંચનાર! જો તું યુવાન હશે, તોજ તને આવી રીતે એકાદ સુકોમળ યુવતિ જાતે થઇને બોલાવે અને પછી પોતે અચાનક એલોપ થઇ જઇને તને બનાવે, ત્યારે તારૂં લોહી કેવું ઉકળી આવે તેનો બરાબર ખ્યાલ આવી શકશે. અને જો તારામાં તારી જુવાનીની ખુમારી પૂરેપૂરી ખીલેલી હશે, તો તું જરૂર રૂશિયાના રાજકુમાર નીકોલા એલેક્ઝાંડરની

આ વખતની ઉશ્કેરાયલી મનોવૃત્તિની આછી કલ્પના કરી શકશે ખરો.

તે મૃગનયનીએ કરેલી બનાવટથી મનમાં ગુસ્સે થતો—બળતો—રાજકુમાર તીવ્ર દૃષ્ટિથી આમતેમ જોવા લાગ્યો. તેના મનમાં એવી તો ઝાળ ઉઠી, કે “હમણાં હાથમાં આવે તો ભરી નાટકશાળામાં એ લુચ્ચીનો બુરખો ખેંચીને ઉઘાડી પાડું.” એમ તેનું મન ખોરવાઇ રહ્યું.

એટલામાં એની નજર સામેના દરવાજા પર ગઇ. ત્યાં એ બુરખાવાળી ઉભી હતી. નજર પડતાંજ લોહી ઉછળ્યું. ઉતાવળે પગલે તેના તરફ ચાલવા માંડ્યું.

જેવો એ બુરખાવાળી મૃગનયનીએ એ યુવાનને પોતાના તરફ આવતો જોયો, તેવીજ પોતે તેનાથી પણ વધારે ઉતાવળે પગલે દરવાજો ઓળંગી, નાટકશાળાની પહોળી સીડીનાં પગથીઆં ઉતરવા લાગી. થોડી થોડી વારે તે પાછું ફરી જોતી હતી. રાજકુમાર પણ તેની પાછળ પગથીઆં ઉતરતો હતો.

સ્ટેજ પરનું નાટક તો હજુયે ચાલતુંજ હતું.

સીડીનાં બધાં પગથીઆં ઉતરી જઇને બુરખાવાળીએ નાટકશાળાનો મોટો દરવાજો ઓળંગ્યો. નીકોલા પણ હવે સમજીજ ગયો હતો કે એ મને પોતાની સાથે ફરવા કે સ્હેલ કરવા લઈ જવા માંગે છે. તેથી જેવી તે બુરખાવાળી સ્ત્રી એક સુંદર બ્રુમ-ચારઠની પાસે જઈ તેમાં બેઠી, એટલે પોતે પણ બીલકુલ અચકાયા કે વાર લગાડ્યા વગર—જાણે

ઘણા સમયનો ઓળખીતો હોય તેમ સ્વાભાવિકતાથીજ ચારઠમાં તેની સામેની બેઠક પર ગોઠવાઇ ગયો.

હુકમની જરાયે વાટ જોયા વગર ગાડી ચાલવા લાગી.

મૃગનયનીનો શ્વેત સુકોમળ હાથ કાળાં કપડામાંથી બહાર નીકળ્યો. તેણે બ્રુમનું બારણું દઇ દીધું; મુખ પરનો બુરખો દૂર કર્યો.

જાણે ચંદ્રમા વાદળામાંથી નીકળ્યો.

ગાડી સડસડાટ દોડતી હતી. અને સ્ટેજ પર તો હજુ એક ફારસનાં ગાયનનો 'વન્સ મોઓઓર' ચાલતો હતો !



## પ્રકરણ ૨ જું

### લેડી મેડમ ડેમીડા

સારી નાટકશાળામાંથી કોઈને પણ, એ મૃગનયની બુરખાવાળી અને તેની પાછળ પડેલા જુવાન વિષે જરા પણ તપાસ કરવાની કે જાણવાની ઉત્કંઠા થઇ નહિ.

અને તે થાય પણ કેમ? આજે તો એવા જુવાન છોકરા છોકરીના અનેક જોડલાં એવી રમત રમ્યાં વગર રહેજ નહિ. આજે કાર્નિવલનો મોટો તહેવાર અને આવતી



તે તિરસ્કારયુક્ત હાસ્ય કરતાં બોલી-"તમે તો જબરા વિવેકી નીકળ્યા હોં!"

કાલથી તો ઉપવાસના રોજા મંડાવાના, એટલે આજે તો જેને જેમ ફાવે તેમ—ગાઇને, ખાઇને, દારૂ પીને, નાચીને, જુગાર રમીને, પોતપોતાની પ્રિયાઓની સાથે ફરીને—અને જેને પ્રિયા કે પ્રિયતમ ન હોય, તેણે આજનો દહાડો એ-કાદ એવો પ્રેમનો ભાગીદાર ઉભો કરી તેની સાથે અનેક પ્રકારના ખેલગેલ કરીને—આનંદોત્સવ કરવાનો દિવસ. લગ-ભગ દરેક જણ પોતપોતાની પ્રેમકથામાં—પોતપોતાના પ્રણય વિલાસમાંજ લીન થઇ ગયેલું હોય, ત્યાં બીજાની તપાસ કે દરકાર રાખવાની ગરજ કોને પડી હોય?

માત્ર ત્રીશ બત્રીશ વર્ષનો એક જુવાન નાટકશાળાના ઓટલા પર ઉભો હતો, અને લાંબા વિશાળ રસ્તા પર ઘણે દૂર દોડી જતી પેલી ચારઠ તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો હતો. નાટકશાળાની ઝઘઝઘાટ વિજળીની બત્તીનું તેજ તેના મ્હોં પર પડતું હતું. અને એક પ્રકારની ઉંડી ચિંતાના આછાં ચિન્હ એના મ્હોંડા પર સ્પષ્ટ દેખાતાં હતાં. અચાનક કોઇ સ્ત્રીના અવાજે એને સંબોધ્યો:—"કેમ? મોન્શ્યો વોલે-નસ્કી! આટલા બધા ઉદાસ થઇને અહીં કેમ એકલા ઉભા છો? ફારસનું ગાયન સાંભળીને કંટાળી ગયા!—કે,—કે તમારી પ્રિયતમા કોઇ બીજા સાથે મોજ કરવા ચાલી ગઇ તેથી નિરાશ થઇ ગયા?" પાછલું વાકય બોલતાં તે હસી પડી.

વોલેન (સ્કી) પ્રથમ તો ચમકયો. પણ તરતજ સ્વસ્થ થઇ પૂંઠ ફેરવી તે સ્ત્રી તરફ જોયું. અને તેને ઓળખતાં બોલ્યો—"કોણ મેડમ ડેમીડાફ? તમે અહીં કયાંથી!"

"કેમ? મને અહીં જોઇને તમને નવાઇ લાગે છે! શું હું એટલી બધી બુઢ્ઢી થઇ ગઈ છું કે મારાથી નાટક જોવા પણ ન અવાય?"

"નાઆ આ આ—ના." વોલેન બોલ્યો—"કોણ કહે, છે કે તમે બુઢ્ઢાં થઈ ગયાં છો? હજુ તો તમારી ઉમ્મર ૨૭-૨૮ વર્ષની હશે. અને આ તમારા મનોહર સૌંદર્યની સુકોમળતા તો એવી સરસ જળવાઇ રહી છે કે તમે જાણે વીસ-બાવીસ વર્ષની બાળા જેવાંજ લાગો છો!........."

વિલાયતમાં તો ગમે તેવો પણ અપરિચિત પુરૂષ કોઇ સ્ત્રીની સુંદરતાનાં વખાણ કરે એટલે તે કુલીને ફાળકો થઈ જાય. સાઠ સાઠ વરસની બુઢ્ઢીઓને પણ જો કોઇ એમ કહે કે તમે ત્રીસ વરસની સુંદરી જેવાં રૂપાળાં દેખાઓ છો—તો તેને તો જાણે સાતમે આસમાને ચઢાવી હોયને! તેવો આનંદ થાય,—એવું યુરોપખંડના ઘણા દેશોનું સામાજીક વાતાવરણ છે; તો મેડમ ડેમીડાને આ સ્થળે પોતાની સુંદરતાના આવાં વખાણ સાંભળીને આનંદ કેમજ ન થાય?

પણ મેડમ ડેમીડા એ આનંદથી કુલીને છેક ફાળકો થઈ જાય એવી નાદાન ન હતી. એને આજે ઓગણત્રીસમું વરસ ચાલતું હતું; છતાં એનો દેખાવ પચ્ચીસ વર્ષ કરતાં વધારે વૃદ્ધ નહોતો લાગતો. એની આંખોમાં એટલું બધું તેજ હતું કે ભલભલા પુરૂષોના ગર્વને એ તેજમાં ઓગાળી નાંખે. એનામાં વાકચાતુર્ય પણ એટલું બધું ને મધુરૂં હતું કે ગમે તેવા પંડિત અને બોલીદરાજને પણ પળવાર તો

પોતાના સિદ્ધ વિચારોની બાબતમાં પણ ભ્રમણામાં નાંખી દે. તો પછી સામાન્ય શબ્દકોષવાળા માણુસોને વાદવિવાદમાં હરાવે, એમાં શું નવાઇ! એની ઉઠવા બેસવાની ને ચાલવાની ઢબ–બોલતી વખતના હાવભાવ અને આંખોના ચાળા એવા તો મનોવેધક હતા કે તેની સહાયથી એ પોતાનું ગમે તેવું મુશ્કેલ કામ પાર પાડી શકતી હોવી જોઇએ એમ આપણે સહજ અનુમાન કરી શકીએ.

—ને સાચું પુછો તો મેડમ ડેમીડાને હંમેશ મુશ્કેલ કામોજ કરવાની ટેવ પડી ગઇ હતી. એ મુશ્કેલ કામો કેવાં હતાં, અને તે શા માટે તે કામો કરતી હતી એ વિષે મોટો ભેદ હતો.

આખા વીયેના શહેરમાં ભાગ્યેજ બેચાર વ્યક્તિને ડેમીડાના ભેદ વિષે માહિતી હશે. આપણું ત્યાં તો પંદર વરસની છોકરી પણ–પરણ્યા વગરની–એકલી રહેતી હોય, તો તેને માટે સમાજમાં કેટલાયે કુશંકાઓ, ભયંકર લોકવાયકાઓ ચાલુ થઇ જાય. પણ યુરોપખંડમાં તેવું કાંઇ હોતું નથી. ત્યાં તો હજારો છોકરીઓ–સ્ત્રીઓ ને ડોશીઓ સાઠ સાઠ વરસની થાય ત્યાં સુધી કુંવારી રહે છે, અને એમ ને એમ મરી પણ જાય છે. છતાં તેમને માટે એવી દંતકથાઓ ચાલૂ કરવાની કોઇને પુરસદ પણ હોતી નથી. યુરોપમાં તો પરણ્યા વગરની બધી સ્ત્રીઓ 'મીસ'જ કહેવાય છે; પરંતુ મેડમ ડેમીડા એક પ્રતિષ્ઠિત વ્યક્તિ હતી. તેની પાસે પૈસો પુષ્કળ હતો. એ પૈસો ક્યાંથી આવે છે તે વિષે લોકોમાં

અનેક તર્કવિતર્ક ચાલતા. કેટલાક મોટા મોટા અમલદારો પણ મિસ ડેમીડાથી ડરતા. સામાન્ય લોકો પણ એટલું તો જાણતાજ કે ડેમીડાના હાથમાં કોઈ છૂપી પણ ભયંકર સત્તા છે. એટલે એ જ્યાં જતી ત્યાં લોકો એને ખૂબ માનપાનથી વધાવતા. એટલુંજ નહિ, પણ એની મહેરબાની સંપાદન કરવાને ખૂબ પ્રયત્ન કરતા. તેથીજ એ 'મિસ'ને બદલે 'મેડમ' કહેવાતી.

"થેન્ક્યુ." પોતાની સુંદરતાના વખાણ કરવા માટે ડેમીડાએ વોલેનનો ઉપકાર માન્યો; અને તેણે બતાવેલા આશ્ચર્યનું કારણ જાણવાને ઉત્સુકતાથી તેના તરફ જોઈ રહી.

"પણ, તમે અહીં એકલાંજ આવ્યા છો એ જોઈને મને જરા..." વોલેન ખુલાસો કરવા જતો હતો.

"હું...હું. એકલી? અરે, એકલી શાની? તમે—તમારા જેવા ઉત્સાહી યુવાન—મારી પાસે છો, તો પછી હું એકલી છું એમ મને લાગેજ કેમ? ગમે તેવા સંકટમાંથી પણ મારૂં રક્ષણ કરવાને તમે શક્તિવાન નથી શું? ડેમીડાએ આંખોની કીકીઓ નચાવતાં કહ્યું.

પોતાનાં આ વખાણ સાંભળીને વોલેન કાંઈ ખાસ પ્રસન્ન ન થયો. તે અંદરખાને ડેમીડાથી ડરતો હતો. ડેમીડાની અત્યારની વલણમાં તેને કાંઈક ભેદ પણ લાગ્યો. છતાં મ્હોંડા પર થોડીક પ્રસન્નતા ખેંચી લાવીને તેણે કહ્યું:—

"વાહ! એમ કેમ બોલો છો? તમારૂં રક્ષણ! અરે, એ તો મારી ફરજ જ છે. તમારા જેવી મનોરમા સુંદરીને

ઉપયોગી થઇ પડવાનું કોને ન ગમે?" વોલેને કહ્યું; અને પછી થીએટરની પાસે ઉભેલી ગાડીઓ, વિકટોરીઆ, ડોગ-કાર્ટ, બ્રુમ વગેરેના ખીચડા તરફ આંગળી બતાવી બોલ્યો—

"લ્યો. ત્યારે હું આ બધામાંથી તમારી ગાડી શોધી આપું?"

ડેમીડા તિરસ્કારયુકત હાસ્ય કરતાં બોલી—"તમે તો જબરા વિવેકી નીકળ્યા હોં!"

"કેમ?" વોલેને આશ્ચર્યથી પૂછ્યું.

"કેમ શું? નાટકશાળા જેવી જગામાં એકાદ સંભાવિત યુવતિનો અચાનક સમાગમ થતાં, તેની સાથે બે ઘડી આનંદથી વાતચિત કરવાને બદલે તમે તો તેની ગાડી શોધી આપીને વિદાય કરી દેવાનીજ પેરવી કરો છો!"

વોલેન જરા શરમિંદો પડયો. ડેમીડાના કટાક્ષનો તેનાથી કાંઇજ ઉત્તર ન અપાયો. બુદ્ધિને તાણી તે જેમ તેમ બોલ્યો—

"માફ કરજો; મેડમ, હું જરા ઘેર જવાની ઉતાવળમાં છું."

"કેમ, આટલી મોડી રાત્રે કાર્ડીનલ* મહારાજનું તમારા વગર તે શું કામ અટકી પડ્યું છે?"

"આવતી કાલે મહારાજ વીયેના છોડી બ્હારગામ જવાના છે. અને તેમની ઘણી ટપાલના જવાબો લખવાના બાકી છે. મારી આખી રાત તે લખવામાંજ જશે એમ લાગે છે." વોલેને ખુલાસો કર્યો.

* આખો યુરોપખંડ ખ્રીસ્તી ધર્મ પાળે છે. તેનો મુખ્ય ધર્મગુરૂ 'પોપ' ઇટાલીના મુખ્ય શહેર રોમમાં રહે છે. પોપનો એકેક એલચી દરેક દેશની રાજધાનીમાં રહે છે. તે કાર્ડીનલ કહેવાય છે.

મેડમ ડેમીડાએ વોલેનનો એ ખુલાસો સ્વીકારી લીધો, અને વોલેને નાટકશાળા પર ઉભા રાખેલા સંખ્યાબંધ નોકરો-માંથી એકને ડેમીડાની ગાડીનું વર્ણન આપી તે શોધી લાવવા મોકલ્યો.

દરમ્યાન ડેમીડાએ પૂછયું—"કાર્ડીનલ મહારાજ રજા પર જતા હશે તો તમને પણ થોડાક દિવસની રજા મળશે; ખરૂં ને ?"

"હાસ્તો. મને તેમણે ત્રણેક અઠવાડીયાંની રજા આપવાનું કહ્યું છે. પછી અમે પીટર્સબર્ગ* જવાના છીએ."

"એમ કે! ત્યારે તો આપણે થોડાજ વખતમાં ત્યાં ભેગા થઇશું..."

"હેં? ખરેખર?" વોલેને પૂછયું.

"હા. હું બે ચાર દિવસમાંજ ત્યાં જવાની છું." ડેમી-ડાએ જવાબ આપ્યો..."હવે, આ મારી ગાડી આવી પહોંચી. ચાલો, હું રજા લઇશ."

એમ બોલતાં ડેમીડા પગથીયાં ઉતરીને પોતાની ગાડી તરફ જવા લાગી. વોલેન તેની સાથે ચાલ્યો. ગાડીના પાવડા પર ડેમીડાએ પોતાનો સુંદર પગ ટેકવ્યો, એટલે વિલાયતી એટીકેટ પ્રમાણે વોલેને તેને પોતાના હાથનો ટેકો આપી ગાડીમાં ચઢાવી—બેસાડી.

બંનેએ પરસ્પર "ગુડનાઇટ–ગુડનાઇટ" કહ્યું અને ડેમી-ડાની ગાડી હંકારાવા લાગી—હંકારાઇ ગઇ.

---

* રૂશિયાનું મુખ્ય શહેર હાલ એ લેનીનગ્રેડ કહેવાય છે. વચમાં તે પેટ્રોગ્રેડ કહેવાતું હતું.

## પ્રકરણ ૩ જું.

### જાસુસી ખટપટ.

મેડમ ડેમીડાની ગાડી સડસડાટ દોડતી, વીયેના શહેરની અનેક નાની મોટી ગલીઓ વટાવીને કોલોરેટ્રીંગ નામના લત્તામાં આવી પહોંચી. અહીં એણે એક નાનકડું પણ રમણીય મકાન ભાડે રાખેલું હતું. એ મકાન પાસે આવીને ગાડી અટકી.

બારણામાં બે ત્રણ નોકરો વાટ જોતા બેઠા હતા. તેઓમાંના એકે આવી ગાડીનું બારણું ખોલ્યું. મેડમે નીચે ઉતરી ઘરના પગથીયાં ચઢતાં તેને પૂછ્યું–

"યુજેન છે કે?"

"નાજી, બહાર ગયા છે."

"ત્યારે તમારામાંથી એક જણ યુજેન આવે ત્યાંસુધી જાગતો બેસી રહેજો અને તે આવી પહોંચે કે તરત તેને મારા ખંડમાં મોકલી આપજો."

નોકરે નીચા વળી સલામ કરી હુકમ માથે ચઢાવ્યો.

ડેમીડા પોતાના ખંડમાં આવી. બારણું અંદરથી વાસ્યું. પોતાના ટેબલ આગળ બેઠી.

અત્યારે એનાં ચિત્તમાં ભારે ખળભળાટ થઇ રહ્યો હતો. નાટકશાળામાં એણે એક વિચિત્ર દૃશ્ય જોયું હતું. એની નજર આગળ એક ઘણીજ આશ્ચર્યજનક ભયંકર ઘટના બની હતી. તેના વિચારોએ એને લગભગ ગુંગળાવી નાંખી હતી.

"આખા વીયેના શહેરમાં કાઉન્ટ લેરોસ્કી અને મારા સિવાય ત્રીજું કોઇ જાણતું નથી કે નાટકશાળાની આગલી હારમાં બેઠેલો કાળા પોશાકવાળો જુવાન તે રૂશીઆની ગાદીનો વારસ છે...

"એક કાળા બુરખાવાળી છોકરીએ એ જુવાન સાથે–રૂશીઆના રાજકુમાર સાથે–પ્રથમ થોડીક વાત કરી; પછી કંઇક ચેનચાળા, ઇશારત અને કટાક્ષ...અંતે રાજકુમાર પોતાનું ભાન ભૂલ્યો–પોતાની પદવીનો, પોતાના કુળનો, વિચાર તજ્યો. અને તેની પાછળ પાછળ ગયો......

"એ છોકરી બડી ચાલાક! તે એને ભુરકી નાંખી લઇ ગઇ. પોતાની સાથે ગાડીમાં બેસાડી ગાડી હંકારાવી લઇ ગઈ...

"ને ત્યાં સુધી રાજકુમારને જરા પણ વિચાર આવ્યો નહિ–જરા ચેત્યો નહિ!...

"આમાંથી જરૂર કંઇ ભારે અનિષ્ટ પરિણામ આવવાનું છે...એમાં કંઈજ શક નથી... રાજકુમાર ખરેખર કોઈ વિકટ જાળના ફંદામાં સપડાવાનો!..."

વિચાર આગળ ચાલે તે પહેલાં બારણાં પર નખના ધીમા ટકોરા થયા.

"કોઓઓઓણ?"

"યુજેન."

ડેમીડાએ બારણું ઉઘાડી યુજેનને અંદર લીધો. તે એનો ખાનગી કારભારી હતો. ડેમીડાનાં બધાંય મુશ્કેલ

કામોમાં તે એને ખુબ ઉપયોગી થઇ પડતો. એને સામે ઉભો રાખીને ડેમીડાએ ગંભીર અવાજે કહ્યું—

"યુજેન, હું બોલું તે પર બરાબર ધ્યાન આપ. આજે ×× નાટકશાળા પર બહુજ ભેદી ઘટના બની છે. તેને લગતી કેટલીક વિગતો મેળવવા અત્યારે—આખી રાત અને કદાચ કાલનો આખો દિવસ—તારે ખૂબ મહેનત કરવી પડશે..."

"તે હું ખુશીથી કરીશ, મેડમ!"

"તારી નીમકહલાલી અને ખંતની મને ખાત્રી છે."

એમ કહી તેણે નાટકશાળાની અંદર અને બહાર બનેલી ઘટના સવિસ્તર યુજેનને કહી સંભળાવી. રાજકુમાર કેવી રીતે, ક્યાં, બેઠો હતો, પેલી બુરખાવાળી રમણી ક્યાંથી બોલી, અને રાજકુમારને લલચાવી કેવી રીતે બહાર ખેંચી ગઇ: તેણે કેવો પોશાક પહેર્યો હતો. રાજકુમારે શું પહેર્યું હતું, એ બધાનું બારીક વર્ણન તેણે યુજેનને સંભળાવ્યું.

"ગાડી કઈ તરફ હંકારાઇ હતી?" અંતે યુજેને વિચાર કરતાં પૂછ્યું.

"ઓલ્ડટાઉન તરફ."

"ઠીકઠીક" યુજેન બોલ્યો અને ફરી વિચારમાં પડયો.

"હવે, આમ જો. તારે શું તપાસ કરવાની છે તે સાંભળ. એક તો રાજકુમાર એની હોટેલમાં—એને ઉતારે પાછા આવ્યા છે કે નહિ? બીજું—પેલો વૃદ્ધ કાઉન્ટ લેરોસ્કી રાજકુમારની શોધખોળ માટે કાંઇ પગલાં લે છે કે નહિ? તે શું પગલાં લે છે, તે જોજે. કદાચ એ ડોસો અહીંની

પોલીસને ખબર આપશે. કદાચ રાજકુમારના ગુમ થયાના સમાચાર વિષે એ પીટર્સબર્ગ તાર મોકલશે. જે થાય તે, તું એના પર બરાબર ચોકી રાખજે. વળી નાટકશાળા આગળ, અને બીજાં બધાં ભાડુતી ગાડીનાં સ્ટેન્ડ ઉપર, તેમજ જુદાં જુદાં રેલ્વે સ્ટેશનો ઉપર તપાસ કરજે કે કાલે રાત્રે કોઇ ગાડીવાળો નાટકશાળા પરથી આવાં બે જણાને બેસાડીને લઇ ગયો હતો! વગેરે તપાસ કરજે. અને મને તેની તરતજ ખબર આપતો રહેજે."

"બીજું કાંઇ?"

"બસ હમણાં તો એજ." ડેમીડાએ કહ્યું.

યુજેન જવા માંડતો હતો એટલામાં ડેમીડાએ કહ્યું– "અરે, આમ જો. કાલે રાત્રે હું પીટર્સબર્ગ જવાની છું. સાડાઆઠની ટ્રેન પર મારો સામાન તૈયાર કરી પ્હોંચાડવાની ગોઠવણ કરજે."

"ઠીક." કહી યુજેન ગયો.

તે રાત્રે લગભગ ત્રણચાર વાગતાં સુધી મેડમ ડેમીડા જાગતીજ રહી. આખરે મહામહેનતે બધા ગુંચવણીઆ વિચારોને હાંકી કાઢી તે નિદ્રાવશ થઇ.



# પ્રકરણ ૪ થું.

## મધરાતનાં કાવતરાં

ત્યાર પછી લગભગ દશ મિનિટ સુધી વેલેન નાટકશાળાના ભવ્ય ઓટલા પર પેલી દૂર જતી ગાડી તરફ જોતો ઉભો રહ્યો. તે વિચારમાં લીન થઇ ગયો હતો.

અચાનક એના ખભા પર એક હાથ પડયો. પાછું ફરી જૂએ છે તો ભૂરો પોશાક પહેરેલા બે જણા એના તરફ ઉત્સુકતાથી જોઇ રહ્યા હતા.

"કેમ? નિર્વિઘ્ને સંપૂર્ણ થયું કે?"

"હા. નિર્વિઘ્ને સંપૂર્ણ."

"ત્યારે હવે અહીં કયાં સુધી ઉભા રહેવું! હવે બીજું કાંઇ કામ છે?" બીજાએ પૂછયું.

"ના, ચાલો."

ત્રણે જણાએ ચાલવા માંડયું; નાટકશાળાના લાંબાં પગથીઆં ઉતરીને તેમણે સડસડાટ ચાલવા માંડયું.

× + ×

તેઓ ચાલ્યા–ચાલ્યા–ચાલ્યા. અનેક માણસોની ગીર્દી, ને ઠંડી રાત્રિમાં લહેર કરવાને નીકળેલાં સ્હેલાણી સ્ત્રી પુરૂષોની મેદનીવાળા રસ્તાઓ વટાવ્યા. આગળ ચાલ્યા. થોડી ઘરાકીવાળી–બંધ થતી જતી દુકાનો આવી. તે પણ વટાવી.

બીજી પંદરેક મિનિટ ચાલ્યા પછી તેઓ એક નિર્જન મહોલ્લામાં આવી પહોંચ્યા. મધરાતને શાંત સમયે એ જગાનું

વાતાવરણુ એવું તો નીરવ થઈ ગયું હતું, કે જમીન પર પડતી એક સોય માત્રનો પણુ અવાજ ધ્યાન ખેંચે. મનુષ્યની વસ્તી સર્વ ઘોર નિદ્રામાં પડી હતી. મ.ત્ર પવનના સુસવાટાનો અવાજ વખતોવખત સંભળાતો હતો.

ભૂરા પોશાકવાળી આ ત્રિપુટી અહીંની એક ગલીમાં પેઠી. એ ગલીમાં ઘરો નહિ પણુ જાણે ખંડીયેરો હતાં. ગરીબ, દરિદ્રી મજુર જેવા લોકો એ લત્તામાં રહેતા હશે.

બહારથી કામડકુટીઆ દેખાતા એક ખંડીયેરના બારણુા પર ત્રણુમાંના એકે ટકોરા કર્યા. અંદરથી અવાજ આવ્યોઃ
"કોઓાઓાણુ ?"

વોલેને જવાબ આપ્યો—"શીટ્ શીટ્ શીટ્"

જવાબ હંમેશનો પરિચિત હતો. અંદર બેઠેલાએ પ્રથમ બારણું ઉઘાડી બહાર ડોકીયું કર્યું. વોલેનને ઓાળખતાં જ બોલ્યો—"કેમ, આવી પહોંચ્યા ?"

"હા. અમે ત્રણે છીએ."

"આવો."

પેલાએ બધાને અંદર દાખલ કર્યા. તેઓ સીધા બે ઓરડાનાં બારણાં ઓાળંગી અંદર ચાલ્યા ગયા. ઓરડે ઓરડે નાના—ઝાંખા—ગ્યાસતેલનાં ફાનસો બળી રહ્યાં હતાં. બહાર જ્યારે આખી દુનિયા કાર્નિવલનો—ચંદની પડવા જેવો—ઉત્સવ મોજમઝા, નાટકચેટક, ખાનપાન, નાચરંગ વડે ઉજવી રહી હતી ત્યારે આ ખંડીયેર જેવા દેખાતા ઘરના ઉંડાણુમાં કેટલાક નિહિલિસ્ટો ભેગા મળી પોતાનો ભવિષ્યનો કાર્યક્રમ

ગોઠવતા હતા.

વાંચનાર ! નિહિલિસ્ટ એટલે કોણ? નિહિલિઝમ એટલે શું? તેઓ શું કામ કરે છે, અથવા કરવા માંગે છે? એ બહુ લાંબી કથા છે. ટુંકામાં એટલુંજ કહીશ કે નિહિલિસ્ટો રાજ્ય, ધર્મ કે મૂડીવાદ–કશાને માનતા નથી. ચાલુ સમાજની પ્રથાને જડમૂળથી ઉખેડી નાંખવી–સમાજના, ધર્મના ને રાજ્યતંત્રના પટેલીઆઓને ખૂનામરકી વડે નાશ કરીને સમાનતાના સિદ્ધાંત અનુસાર તેઓ જાણે નવીજ દુનિયા ઉભી કરવા માંગે છે. ખાસ કરીને મોટા પદવીધરો, અમલદારો, શાહુકારો, સત્તાધારીઓ અને રાજવંશીઓનાં ખૂન કરવાં, કોઇ પણ પ્રકારે એક માણસની સત્તા બીજા માણસ પર ચાલવા ન દેવી એવો તેમનો ઉદ્દેશ હોય છે.

અહીં એવા સાત આઠ નિહિલિસ્ટોની કોન્ફરન્સ મળી હતી. તેઓ એક ટેબલની આસપાસ બેઠા હતા. તેઓમાં એક વૃદ્ધ હતો તે પ્રમુખ જેવો દેખાતો હતો.

વોલેન અને તેના સાથીઓ દાખલ થયા એટલે એક જણાએ ઉત્સુકતાથી પૂછ્યું–"કેમ, મર્કીચ ક્યાં છે?"

"મર્કીચ પાછળથી આવી પહોંચશે. આવતોજ હશે." વોલેનના સાથી બલુકીને જવાબ આપ્યો.

"કેદીને ઓરડામાં પૂરી બરાબર બંધ કરીને આવશે." બીજા સાથીએ ઉમેર્યું.

"ત્યારે તે આપણા કબજામાં આવી ગયો કે?"

"એમાં પૂછવુંજ શું? અમે ત્રણ જણા હોઇએ ત્યાં

કોઇ કામમાં ખામી આવેજ કેમ? એ તો બરાબર સાંણુ-સામાં પકડાયો છે. હવે સ્વપ્ને પણ છૂટાવાનું નથી.”

“પેલા બુઢ્ઢા લેરેસ્કીએ કાંઈ ખટપટ કરેલી કે?”

“ના રે, આપણી સ્ટીવેના એટલી ચતુર છે કે ખુદ રાજકુમારને પણ જરા સંશય આવ્યો નહિ—તો પછી એ બુઢ્ઢાની તો વાતજ કયાં?”

થોડીવાર બધા શાંત રહ્યા. ઓરડામાં ગંભીર ચૂપકીદી પ્રસરી રહી. માત્ર પાંચ સાત જણાની સીગારેટના ધૂમાડા આમથી તેમ ઉડતા હતા.

કેટલીકવાર પછી ઓરડાની બહાર કોઈ માણુસનાં પગલાં સંભળાયાં. બધાએ તે તરફ જોયું. મર્કીચ આવી પહોંચ્યો હતો.

મર્કીચ—લાંબા, પહોળા, જાડા, ઘેરાવદાર રાક્ષસી શરીર-વાળો—કળિયુગના ભીમ જેવો—માણુસ હતો. એનું મ્હોં વિક-રાળ હતું. મૂછોથી એના બંને હોઠ એવા તો ઢંકાઇ ગયા હતા કે જાણે એને મ્હોડું તો છેજ નહિ એમ લાગે. આવતાં વાર એ જાડા કર્કશ અવાજે બોલ્યો—

“સભી સલામત.”

“કેદી?” કોઇએ પૂછ્યું.

“મારા ઘરના ઓરડામાં—બારીની જાત નહિ, એકજ બારણું, છતમાં જાળીયું; હવે કયાં જશે, બચ્ચાજી?”

“એ કાંઇ બોલ્યો ખરો કે?”

“જરાક બબડયો—કે મેં મૂર્ખાઇ કરી. પણ તે તો

ચોકખું જ છેને?...મારી સ્ત્રીવેના કંઇ કાચી છે? એને જરા પણ વહેમ આવવા ન દીધો...હવે તો કંઇ ગભરાવાનું નથી...મારો મૂગો ને બહેરો ગુલામ એની તહેનાતમાં છે તો..." તેણે તૂટક વાકયોથી પરિસ્થિતિ સમજાવી દેવાનો પ્રયત્ન કર્યો.



## પ્રકરણ ૫ મું

### બેડો પાર!

વાત એમ હતી કે નિહિલિસ્ટ મંડળના કેટલાક સભ્યો રાજ્યવિરૂદ્ધ કાવતરૂં કરતાં પકડાવાથી તેમને રૂશીઆના ઝારાધિરાજે કેદમાં ઘોંચી ઘાલ્યા હતા. અને જાણવા પ્રમાણે તેમના પર ભારે જુલમ ગુજારવામાં આવતો હતો. ડયુનાજ્યુસ્કી તે કેદીઓમાં મુખ્ય હતો—એ તેમનો આગેવાન હતો. તેના પર પણ ભારે શારીરિક અત્યાચાર ગુજારાતો હતો એમ આ લોકોને ખબર મળી હતી.

એ ખબર કોણે આપી હતી?

નિહિલિસ્ટ મંડળના કેટલાક સભ્યો રૂશીઆમાં દરેક સ્થળે—દરેક મોટા શહેરમાં—હતા અને હજુયે છે. ખુદ ઝારા·

ધિરાજની નોકરીમાંના કેટલાંક માણુસો અંદરખાનેથી એ મંડળ સાથે મળેલા હતા, કારણ કે તેમને નિહિલિસ્ટ ફંડોમાંથી ભારે રકમ લાંચ તરીકે મળતી હતી.

પીટર્સબર્ગમાં નિહિલિસ્ટ પક્ષનો આગેવાન ટેરેન્ફ્યુ કરીને હતો. ડયુનાજ્યુસ્કી પકડાયાની અને તેના ઉપર ગુજારવામાં આવતા અત્યાચારની વાતોના હૃદયભેદક હેવાલો—તેના તરફથી આખા યુરોપના નિહિલિસ્ટ મંડળને પહોંચાડવામાં આવ્યા હતા. ડયુનાજ્યુ ઉપર અને તેના બીજા સાથીઓ ઉપરના જુલમનું વૈર લેવાની ખટપટ કેટલાયે વખતથી ચાલતી હતી. ટેરેન્ફ્યુએ ઝારાધિરાજના મહેલના ચોકીદારોથી માંડીને એના બબર્ચી—પીરસણીયા—માંથી પણ કેટલાકને ફોડી મૂક્યા હતા. અને તેમની મદદથી કેટલાયે નનામા પત્રો—ખૂનની ધમકીના પત્રો--ઝારાધિરાજની ચ્હાકાફીના પ્યાલા નીચે ગોઠવી દીધા હતા; અને જ્યારે મહારાજા સાહેબ હંમેશ એ સ્વાદિષ્ટ ચ્હાકાફીનો આસ્વાદ લેવા બેસતા, ત્યારે એ નનામા પત્રો જોઇને ચમકતા; વાંચીને ધોળા પૂણી જેવા થઇ જતા—એવું તો ઘણીવાર બન્યું હતું.

એજ શ્રીયુત ટેરેન્ફ્યુ દ્વારા આજે એક ખૂબ કડક નનામો પત્ર—અલ્ટીમેટમ—કાફી પ્યાલાની નીચે ગોઠવી દેવાનો સમય આવ્યો હતો. ઝારાધિરાજે નિહિલિસ્ટ મંડળના એક ઝળકતા તારકને—અને તેની આખી પાર્ટીને પોલીસની કપટજાળમાં સપડાવીને કેદ કરી હતી, અને તેમના ઉપર તે ભારે સીતમ ગુજારતો હતો. એજ ઝારાધિરાજનો એકનો એક પુત્ર—પાટવી

કુંવર—યુવરાજ નિકોલા અલેકઝાંડર—નિહિલિસ્ટ મંડળની વીયેના શાખાના કારભારીઓના કબજામાં આબાદ સપડાયો હતો. હવે તે—રૂશીયાનો ભારેખમ નરપતિ—ક્યાં જશે ? એના એકના એક પુત્રનું ડોકું નિહિલિસ્ટ તરવારની ધાર પર હતું. હવે ડયુનાજ્યુ વગેરેને બીન શરતે છોડી દીધા વગર ઝારાધિરાજનો કે એના દેવનો પણ છુટકો નથી, એમ આ મંડળને પૂરેપૂરી ખાત્રી હતી.

\+ \+ ÷

તે દિવસની સભામાં કાગળો લખાયા. એક તો ટેરેન્ફ્યુ ઉપર. તેમાં જે ઘટના આ શહેરમાં બની હતી તેનો સવિસ્તર ઉલ્લેખ હતો, તેમજ હવે પછી એ બાબતમાં ટેરેન્ફ્યુએ અને તેના અનેક નિહિલિસ્ટ બંધુઓએ કેવી રીતે શું પગલાં લેવાં તેની સૂચના હતી.

બીજો પત્ર—રૂશિયાના મહારાજા ઉપરનો હતો. તે અલબત્ત નનામોજ હતો. અને તેમાં શું લખ્યું હશે, તથા કેવા કડક શબ્દો વાપર્યા હશે તેની કલ્પના કરવી વાંચકને મુશ્કેલ નથી. ટેરેન્ફ્યુએ એ પત્ર રાબેતા મુજબ ઝારાધિરાજના ચ્હાકાફીના પ્યાલા હેઠળ ગોઠવી દેવાની ખટપટ કરવાની હતી.

પણ એ બંને કાગળો ટેરેન્ફ્યુને જેમ બને તેમ જલદી પહોંચાડવાના હતા. અને તે કાંઇ ટપાલ દ્વારા મોકલી શકાય એમ નહતું. કારણ ટેરેન્ફ્યુ અને બીજા ઘણાયે માણસો—સદોષ તેમજ નિર્દોષ માણસોનાં નામ રૂશીઆની છુપી પોલીસના બ્લેકલીસ્ટમાં નોંધાઇ ચૂકયાં હતાં. અને તેમની

ટપાલ કદી પણ ફોડાયા અને વંચાયા વગર તેમને પહોં-ચતી જ નહુતી.

તેમજ એ કાગળો કોઈ સામાન્ય—અલેલટપુ કાસદની મારફતે પણ પીટર્સબર્ગ પહોંચાડી શકાય એમ નહોતું. કારણુ તે કાસદ ગમે તે ટ્રેનમાં જાય—ચાહે એકસપ્રેસમાં જાય, ચાહે પેસેન્જરમાં જાય, ચાહે મેલમાં જાય, પણ જ્યાં ઓડરબર્ગ સ્ટેશન પર ગાડી ઉભી રહી કે તરત ત્યાં એણે પ્લાટફોર્મ પર ઉતરીને પોતાના સરસામાનની એકેએક વસ્તુ ખોલી ખોલીને સિપાઇદાદાને બતાવવીજ પડે. તેમ કર્યા વગર એનો કે એના બાપનો પણ છૂટકો ન થાય. ઓડરબર્ગ સ્ટેશનથી ઓસ્ટ્રીયાની હદ પૂરી થઇને રૂશીઆની હદ શરૂ થતી હતી, એટલે ત્યાં આગળ થઇને જતી આવતી બધી ટ્રેનોના મુસાફરોની એ પ્રમાણે રૂશીઅન પોલીસખાતા તરફથી જડતી લેવાતી. અને તે જડતી એવી તો ત્રાસજનક હતી કે પોતાના કુટુંબકબીલા અને બચ્ચાંકચ્ચાં સાથે મુસા-ફરી કરતા, સાદા નિર્દોષ ઉતારૂઓને પણ પોતાનાં નાનાં મોટાં બધાંય બોચકાં ખાવાના દાબડા પણ ખોલીને બતા-વવા પડતા. રખેને કોઇ ભયંકર દેશદ્રોહી કાવતરાંબાજ કા-ગળીઆં અથવા બીજી કોઇ વસ્તુ તેમાં ઘાલીને ન લઇ જાય.

× × ×

સભાપતિ મહાશયે સભાજનો તરફ જોયું—ઉત્સુકતાથી જોયું અને પૂછ્યું—“ આ પત્રો લઈ જવાનું કામ આપણે કોને સોંપીશું ?”

સૌ વિચારમાં પડયા.

થોડીવારે એક ઠરેલ દેખાવનો પુખ્ત ઉમ્મરનો સભાજન ઉભો થઇ બોલ્યો:

"ગૃહસ્થો, આપણે જે કાસદ દ્વારા આ પત્રો પીટર્સબર્ગ મોકલવાના હોય તે માણસ બહુજ કુશળ હોવો જોઇએ, એટલુંજ નહિ પણ તે માણસના અંતરમાં આપણા મંડળ પ્રત્યે અને મંડળના સભ્યો પ્રત્યે ખરેખરી સહાનુભૂતિ હોવી જોઇએ. કારણ આ કીંમતી કાગળો એને સોંપવાથી આપણું આપણા મંડળનું તો શું પણ ખુદ આપણું દરેક વ્યકિતનું—જીવન તેના હાથમાં મૂકી દઇશું એ તો ચોકખુંજ છે. એ કાગળો ભૂલેચૂકે પણ જો ત્રીજા હાથમાં ગયા—અને ન કરે નારાયણ—એનું પરિણામ ઉલટું આવ્યું—તો—તો—આપ સૌ સમજી શકો છો કે આપણી શી હાલત થવાનો સંભવ છે. અને તેમ થતાં જે શુભ ઉદ્દેશથી આપણે આ દેશસેવાનું મહત્કાર્ય આરંભ્યું છે તે, પ્રજાજને સુખી બનનાવવાનો ઉદ્દેશ–પાર પાડવામાં કેવું વિઘ્ન આવી પડશે તેનો ખ્યાલ આપ સર્વ સહેલથી કરી શકશો.

એટલા કારણસર આપણા આ મૂલ્યવાન ગુપ્ત પત્રોના કાસદ–તરીકે હું એવા ગૃહસ્થનું નામ આપની આગળ રજુ કરવા માંગું છું કે જેને આપણા મંડળના એક શુભચિંતક તરીકે આપ સર્વ સારી રીતે ઓળખો છો: જેના અંતરમાં આપણા મંડળના સિદ્ધાંતો અને નિ:સ્વાર્થ ઉદ્દેશો માટે પૂરે-પૂરું માન છે. વળી જેનામાં આ જોખમ ભરેલા મૂલ્યવાન

ગુપ્ત પત્રોના કાસદ થવાને માટે જરૂરની ચાલાકી અને બુદ્ધિ છે, એટલુંજ નહિ ગમે તેવા અણધાર્યા સંકટમાંથી ઉગરી જવાની જેનામાં હુશીઆરી અને શક્તિ છે. એ ઉપરાંત ધંધા તરીકે પણ એ ગૃહસ્થ એવો હોદ્દો ધરાવે છે કે જેથી બીજા કોઈ પણ માણસના કરતાં એમના ઉપર ઓછામાં ઓછો સંદેહ આવવાનો સંભવ છે. (હસતાં હસતાં) હું કોને વિષે બોલું છું તે આપ સર્વ સમજી ગયા હશો. (વોલેન તરફ જોઈને) હું આપની સમક્ષ આયવેન વોલેનસ્કીનું નામ રજુ કરૂં છું જેને આપ સર્વાનુમતે વધાવી લેશો એવી આશા રાખું છું."

એટલું બોલી વકતાએ પોતાનું સ્થાન લીધું. તે વખતે બધા સભ્યોએ ટેબલની ઉપર આંગળી વડે ટકોરા કર્યા—ટપ ટપ ટપ ટપ......કારણ અહીં કાંઈ તાળી પાડી શકાય તેમ ન હતું. તેમ કરવા જાય તો તેમની ગુપ્ત મીટીંગનો અને ગુપ્ત મંડળનો બોરકુટો થઈ જાય એ નકકી હતું.

બીજા એક સદ્ગૃહસ્થે ઉપરની દરખાસ્તને ટેકો આપ્યો. પછી વોલેન મહા ગંભીરતાથી કંઈક ધ્રૂજતો ધ્રૂજતો ઉભો થયો.

"પ્રમુખ સાહેબ, અને સભ્ય બંધુઓ, જે મહત્વનું કાર્ય મને સોંપવાનું આપ સર્વેએ ઉચિત ધાર્યું છે તે કાર્યમાં ભારે જોખમ સમાયલું છે. છતાં આપણા મંડળને મારી સેવાની જ્યારે અગત્ય પડી છે ત્યારે હું તે અર્પવામાં પાછી પાની કરીશ નહિ. ગમે તેવા જોખમે ગમે તેવા સંકટો સહન કરીને પણ હું મંડળનું આ કાર્ય પૂર્ણ કરવાનું માથે લઉં

છું. આપ જાણીને રાજી થશો કે આ કાર્ય કરવા માટે મને બહુજ અનુકૂળ સંજોગો પ્રાપ્ત થયા છે. આવતી કાલથી કાર્ડીનલ મહારાજ બે અડવાડીયાની રજા પર જવાના છે અને રજા પૂરી થતાં તેઓ પીટર્સબર્ગ પધારશે. મને તેમણે આવતા મહિનાની પંદરમી તારીખે પીટર્સબર્ગ હાજર રહેવાની આજ્ઞા આપી છે. એટલે મારે પીટર્સબર્ગ જવાનું તો છેજ. હું આ શહેરમાં હજુ બે દિવસ રોકાઇશ—મારે કાર્ડીનલ મહારાજનું કેટલુંક કામ આટોપી લેવાનું છે. પરમ દિવસે હું અહીંથી ઉપડીશ......”

“તમે વહેલા નહિ ઉપડી શકો ?” એક જણે પૂછ્યું.

“નહિ, હું દિલગીર છું કે મારાથી વહેલા નીકળી શકાય એમ નથી. મારે મારા માલિકનું કામ કરવું જોઇએને ! પણ એ બાબતમાં તમારે ગભરાવાની જરૂર નથી. કારણ હું પરમ દિવસે તો નક્કી નીકળવાનો. અને જેવો હું ત્યાં પહોંચીશ કે તરતજ હું ટેરેન્ક્યુને મળી કાગળો તેને સુપરત કરી દેવાનો. એમાં જરા પણ સંશય રાખવો નહિ...”

“થેંક્યુ...વેરીગુડ ”...એમ ઉદ્ગાર નીકળ્યા.

“પરંતુ મીસ્ટર વોલેન, ઓડરબર્ગ સ્ટેશન પરનું જોખમ તમારે ધ્યાનમાં રાખવું પડશે હોં !” એક જણે સૂચના કરી.

“તે મારી ધ્યાન બહાર નથી. અને એ જોખમ ટાળવાનો એક સરસ ઉપાય પણ મેં યોજી રાખ્યો છે. મને ખાત્રી છે કે એ ઉપાય એવો તો આબાદ છે કે તેને લીધે રૂશીઅન પોલીસના મોટામાં મોટા અમલદારની પણ મગદુર

નથી કે એ કાગળોને હાથ લગાડે. તે ઉપાય શું છે તેની તમે કલ્પના કરી શકો છો ? ”

કોઈ કાંઈ બોલ્યું નહિ. વોલ્ટેન બહુજ ધીમે સાદે બોલ્યો—

“ હું આ પત્રને એક પાકીટમાં મૂકી, બંધ કરીશ. ઉપર કાર્ડીનલ મહારાજના નામનું સીલ મારી પીટર્સબર્ગના પાદરીનું શીરનામું કરી પ્રાઇવેટ એમ મોટા અક્ષરે લખીશ...”

આટલું બોલતામાં આખા ઓરડામાંથી “ વાહ વાહ, વેરી નાઇસ, મારવેલસ, બેસ્ટ. ” એવા એવા ઉદ્ગાર નીકળ્યા.



## પ્રકરણ ૬ ઠું.

### બાદશાહી વાલસેટ.

જે સમયથી આપણી આ વાર્તા શરૂ થાય છે તેની પહેલાં છ માસ પર રૂશિયાની રાજકુમારી મેરીઆના આસ્ટ્રીઆના રાજાને ત્યાં થોડાક દિવસ મેમાન તરીકે રહેવા આવી હતી. તે વખતે એક વાર તે રાજાની સાથે હોફબર્ગ દેવળમાં પ્રાર્થના કરવા ગઈ હતી.

ત્યાં—દેવળમાં—જીસસ અને વર્જીન મેરીની મૂર્તિની આસપાસ બે અદ્દભુત કારીગરીવાળા વાલસેટમાં મીણબત્તીઓ ઝગઝગાટ બળતી હતી. એ વાલસેટ એવાં તો સુંદર અને મનોહર હતાં, કે ગમે તેવી જાડી નજરવાળા મનુષ્યને પણ પળવાર તેના તરફ જોઈ રહેવાનું મન થાય. દરેક વાલસેટમાં વચ્ચે એક આશોપાલવનું વૃક્ષ હતું, અને તે વૃક્ષના થડ આગળ એક નાનકડા પથરા પર પગ ટેકવીને જાણે બાણ મારતી હોય તેવી કામદેવની આકૃતિ હતી. વૃક્ષ, પત્થર, કામદેવ અને તેનું ધનુષ—બધાંયે સુવર્ણનાં અને હીરા માણેક વગેરે કીંમતી રત્નોથી જડેલાં હતાં; વૃક્ષને જુદી જુદી દિશામાં વળેલી વીસ ડાળીઓ હતી. તે બધીના છેડાઓ પર મીણ-બત્તીઓ ખોસવાની રચના કરેલી હતી. જ્યારે તેમાંની બધી મીણબત્તી પ્રજ્વલિત કરવામાં આવતી, ત્યારે તેના પ્રકાશને લીધે પેલા કામદેવના રત્નખચિત અંગોપાંગમાંના હીરા મા-ણેક એવા તો ઝળકી ઉઠતાં કે ગમે તેવાં વિરક્ત નેત્રો પણ તે જોઈને પળવાર લોભાયા વગર ન રહે.

—તો પછી સંપત્તિની રેલમછેલમાં આળોટતી, નિરંતર નવનવી ફેશન અને વસ્ત્રાભૂષણનીજ આકાંક્ષાવાળી સ્ત્રીજાતનું શું ગજું ? રાજકુમારી મેરીઆનાને એ વાલસેટ ગમી ગયાં —ખૂબ ગમી ગયાં. તેણે રાજાની પાસે તેનાં પુષ્કળ વખાણ કર્યાં.

અને વિલાયતી સમાજમાં તો એક સ્ત્રી–યુવતિ–તમારી આગળ અમુક વસ્તુનાં પુષ્કળ વખાણ કરે એટલે તમારે મનમાં સમજીજ લેવું કે તમારે ગમે તેમ કરીને તે યુવતિને

તે વસ્તુ ભેટ આપવાનીજ છે. એનું નામ વિલાયતી એટીકેટ. જો તમે તે પ્રમાણે ન કરો, તો તમે આઉટ—ઓફ—એટીકેટ, બુડથલમાંજ ગણાઓ. આપણા ગવર્નર સાહેબો, કલેકટર સાહેબો, અને બીજા ત્રીજા વિલાયતી અમલદારો જ્યારે રીટાયર થવાના હોય છે ત્યારે તેઓ પોતપોતાની ધર્મપત્નીને લઇને દેશી રાજ્યો અને એજન્સીઓમાં જરાક લટાર મારી આવવાના થઇ જાય છે. ત્યાંના રાજા મહારાજા અને રાજકુમારોની તેઓ છેલ્લી મુલાકાત લઇ લે છે. દરેક રાજાને ત્યાં તેઓ પાંચ પંદર દિવસ મેમાન તરીકે રહે છે. તે દરમ્યાન રાજારાણી તેમને પોતાની બધીયે જોવા લાયક કીંમતી વસ્તુઓ બતાવે છે. તેમાંની એકાદ વસ્તુ મડમ સાહેબને ગમી ગઇ અને તેણે તેનાં—પ્રીસીઝ વેરી નાઇસ—વેરી ચાર્મીંગ—એમ કહીને વખાણ કર્યાં કે બસ, થઇ રહ્યું. રાજા સાહેબે તે વસ્તુ મડમ સાહેબને ભેટ કરવીજ જોઇએ. તેમ નહિ કરે તો—આઉટ—ઓફ—એટીકેટ.

ઠીક ત્યારે.

માત્ર સામાજિક વાતાવરણ અનુસાર પણ રાજા ફ્રાન્ઝ જોસફે રાજકુમારી મેરીઆનાને આ અમૂલ્ય વાલસેટો મેળવી આપવા જોઇએ. પરંતુ અહીં તો આ બંને વચ્ચે અછો આછો પ્રણય સંબંધ પણ બંધાયલો હતો. રાજકુમારીના નિવાસ દરમ્યાન જોસફ રાજાને તેની સાથે ઠીક ઠીક પરિચય થઇ ગયો હતો; અને કેટલાક પ્રસંગો પરથી તેણે રાજકુમારીનું હૃદય જીતી લેવાની પણ આશા રાખી હતી. તો પછી

તે પોતાની હૃદયદેવીની ઇચ્છિત વસ્તુ મેળવી આપીને તેને તૃપ્ત–પ્રસન્ન–કરવાનો પ્રયત્ન કર્યા વગર રહેજ કેમ ?

પરંતુ જે અમૂલ્ય વસ્તુની આકાંક્ષા એ મનોહર રાજકુમારીએ દર્શાવી હતી તે વસ્તુ તેને મેળવી આપવી એ બહુજ મુશ્કેલીભર્યું હતું. હોફબર્ગ દેવળમાં આ બે વાલસેટો કેટલાંય વર્ષોથી મૂકાયેલાં હતાં. આ વાલસેટોની મૂળ માલિકી ફ્રાન્સની મહારાણી મેરી એન્ટોઇનેટની હતી. સારા યુરોપખંડમાં સૌંદર્યની દેવી તરીકે ગણાતી એ મહારાણીનો ફ્રાન્સની પેલી ભયંકર રાજ્યક્રાંતિને સમયે અત્યંત નિર્દયપણે ઘાત કરવામાં આવ્યો હતો. ત્યાર પછી એ અમૂલ્ય વાલસેટની જોડી હેપ્સબર્ગ વંશમાં વારસા તરીકે ઉતરી આવેલી. અત્યારે તેના પર રાજા ફ્રાન્ઝ જોસફનો હક હતો—એ ખરૂં; પરંતુ તેનાથી તે વસ્તુ બીજા કોઇ પણ વંશની કોઇ પણ વ્યક્તિને સહેલથી ભેટ આપી દેવાય એમ નહતું. સૌંદર્ય અને કોમળતાની સાક્ષાત મૂર્તિ સમી, અને રાજદ્વારી ખટપટોના અગ્નિકુંડમાં નિર્દોષ નિષ્કલંક બલિદાન સમી મેરીના સ્મારક ચિહ્નરૂપ આ વાલસેટોને જોસફના વડવાઓએ અત્યંત કાળજીપૂર્વક–જીવ પેઠે જાળવીને પોતાના વંશમાંજ રાખ્યાં હતાં; અને તે અન્ય કોઇના હાથમાં ન જાય તે માટે ખૂબ ચીવટથી સંભાળ રાખી હતી. જોસફની પછી બીજા બે જણાં એ વાલસેટના માલિક થવાને હકદાર હતાં: એક તો સ્પેઇનની રીજન્ટ મહારાણી, અને બીજું કાઉન્ટેસ પારી. જો આ વંશપરંપરાના વાલસેટ રૂશીઆની રાજકુમારીને આપી દેવામાં

આવે તો આ બે હકદારોને જવાબ આપવાનું જોસફને માટે ભારે થઇ પડે એમ હતું.

એ તો બધું ઠીક. પણ આ બે સુંદર વાલસેટો અત્યારે હોફબર્ગ દેવળમાં મૂકાયલાં હતાં અને કેટલાંય વર્ષથી ત્યાં રોજ વપરાતાં હતાં, એ જોસફ રાજાને માટે બીજી મોટી મુશીબત હતી. સામાન્ય રીતે દેવળમાં સુપરત થયેલી વસ્તુ પાછી મળવી મુશ્કેલ હોય; તેમાં પણ રોજ વપરાતી વસ્તુ એક દહાડો પણ હાજર ન હોય તો તેને લીધે તરતજ લોકોનું તે તરફ ધ્યાન ખેંચાય; અને કારણ સમજાતાં તે બાબત ભારે હોહા થાય એ પણ સ્વાભાવિક હતું. ઉપરના બે હકદારોને તે સંબંધી ખબર પડી જાય તો તેઓ લાગવગ લગાડીને કે બીજે કોઈ પ્રકારે જોસફનો તે વાલસેટ પરનો હક રદ કરાવી નાખે એ પણ સંભવિત હતું.

આ કારણોને લીધે પોતાની પ્રિયતમાની તૃષ્ણા કેવી રીતે તૃપ્ત કરવી તેના વિચારમાં રાજા ફ્રાન્ઝ જોસફ કેટલાયે વખતથી ગુંચવાયા કરતો હતો. તેણે દેવળના પાદરીને અને આશ્રમના સંતોને મળીને અનેક પ્રકારની સમજાવટ ને ખટપટો કરી હતી. પરંતુ આજસુધી તો તેના બધાયે પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. પોતાની હૃદયદેવી રૂશીઅન રાજકુમારીની એકની એક માંગણી પોતે પૂર્ણ કરી શકતો નહોતો તેથી યુવાન રાજાને તેનું હૃદય ડંખતું હતું.



## પ્રકરણ ૭ મું.

## વોલેનની મનોદશા

પ્રાત:કાળનો સમય હતો.

આઠેક વાગ્યા હશે. વીયેના શહેરમાં મોટા રસ્તાઓ પર માણુસોની આવજા–ધમાલ ક્યારની શરૂ થઇ ગઇ હતી. વેપારીઓ, ગુમાસ્તા, ફેરીઆ, મજુરો–સૌ કોઇ પોતપોતાને કામે આમથી તેમ જતા હતા. ગાડીઓ અને મોટરો પણ ચાલુ થઇ હતી.

એક વિશાળ ઇમારતની બારીમાં એક યુવાન હજુ આંખો ચોળતો ઉભો હતો. નિદ્રાદેવી તેની પાંપણો પર હજુ પોતાનો પાશ ફેરવી રહી હતી. તે શય્યામાંથી હમણાંજ ઉઠયો હતો.

વાંચનાર! એ યુવાન કોણ?

પાછલી રાત્રિના છેક સાડાત્રણ વાગે વોલેન નિહિલિસ્ટ મંડળની ગુપ્ત સભામાંથી પોતાને ઉતારે પાછો આવ્યો. એ વખતે રસ્તાઓ બીલકુલ શાંત થઇ ગયા હતા. માણસોનો અવરજવર જરાયે ન હતો. વિજળીના દીવા પણ ઝાંખા બળતા હતા. મકાનના ઓટલા પરનો સિપાઇ જાગતો બેઠેલો હતો. તેણે પૂછયું–"કેમ, ફરી આવ્યા? બહુ મોડા આવ્યાને!"

"જરા મિત્રમંડળમાં રંગ જામ્યો હતો તેથી મોડું થયું." વોલેને હસતાં હસતાં કહ્યું: અને મકાનમાં પ્રવેશ કર્યો. સિપાઇ હંમેશનો–ઓળખીતો–હતો. તેણે કાંઇ ઝાઝી

ફનવાર કરી નહિ.

માળ ઉપર જઈ જુએ છે તો બધું અંધારૂં ઘોર. કાર્ડીનલ મહારાજ ક્યારના આવીને પોતાની ઓરડીમાં જઈ નિદ્રાવશ થઈ ગયા હતા. વોલેન અને કાર્ડીનલ મહારાજના શયનખંડ વચ્ચે બીજા બે ત્રણ ઓરડા હતા. વિજળીનું બટન દાબી વોલેને પોતાના ખંડનો દીવો ચેતાવ્યો. બારણું વાસ્યું. બ્હીતાં બ્હીતાં આમતેમ જોઈને કોટના અંદરના ગજવામાંથી કાગળોનું બંડલ કાઢ્યું; અને ટેબલનું પાછળનું ચોરખાનું ઉઘાડી તેમાં ગોઠવી દીધું. પછી પાછું બંધ કરી ખાનાને ચાવી લગાડી દીધી.

"કીંમતી કાગળો! અમૂલ્ય ઓચરીયાં! કેટલાયે જુલમી રૂશીયન અમલદારોનાં ડોકાં તમારા કાળા અક્ષરોના પ્રભાવે ધડથી છૂટાં થશે!!......" તે બંડલ મૂકતાં મનમાં બોલ્યો.

ચાવી લગાડીને તેણે છુટકારાનો ઉંડો શ્વાસ ખેંચ્યો. પછી દીવો હોલવી પથારીમાં પડી રહ્યો, પરંતુ તેને ઉંઘ આવી નહિ. જે જોખમભરેલા પત્રો પીટર્સબર્ગ પહોંચાડવાનું એણે માથે લીધું હતું, તે પત્રોમાં રહેલું ખરેખરૂં જોખમ અત્યારે વિચાર કરતાં એને બહુ મોટું દેખાયું. રાજદ્રોહી, કાવતરાંથી ભરપૂર અને ખૂનામરકીની મસલતવાળા કાગળીયાં! અને તેને ઓડરબર્ગ સ્ટેશન પરથી પસાર કરી લઈ જવાં! અધધધ! કેવું મહાભારત કામ! કેવું ભયંકર જોખમ! ઉભા પર્વતની ગગનભેદી ટોચ પર ચઢી જવાય, ઉંડા અરણ્વનાં તળિયા સુધી ડુબકી મારી શકાય પણ ચબરાક રૂશીઅન પોલીસની તીરછી નજર ચુકાવીને,

તેમની આંખમાં ધૂળ નાંખીને કોઈપણ વસ્તુ—અરે, ઝીણી ટાંકણી કે સોય પણ પસાર કરી લઈ જવી, એ બનેજ કેમ? ઓડરબર્ગ સ્ટેશન પર લેવાતી ઝડતીનો વોલેનને પૂરેપૂરો ખ્યાલ હતો. એકવાર એક ગામડીઆ લુહારની તપાસ કરતાં તેના બૂટના તળિયામાંથી કેટલાક કાગળના ડૂચા નીકળ્યા. તે પરથી તેના ઉપર વહેમ લાવીને તેને ત્રણ દિવસ સુધી ખૂબ રીબાવવામાં આવ્યો. ગરીબ બીચારો લુહાર! ડૂચા તો તેના મોચીએ બૂટ બનાવતી વખતે તળીયામાં મૂકેલા. પણ તેમાં રૂશીઅન પોલિસને શું! લુચ્ચા લુહારડાએ કેમ કોઈ જાદુઈ શાહીથી તે ડૂચામાં રાજદ્રોહી સંદેશા લખી મૂક્યા ન હોય!

વોલેને આ લુહારનો કિસ્સો નજરોનજર જોયો હતો. તે યાદ આવતાં એને મંડળના કાગળીયાં ભારે પત્થર સમાન લાગ્યા. જેમ એ તેનો વિચાર કરતો ગયો, તેમ તેમ એ કાગળીયામાં રહેલું જોખમ એને વધારે ને વધારે મોટું અને અસહ્ય લાગવા માંડ્યું. એક વાર તો એને એમ પણ થયું કે "લાવ, હમણાંજ ઉઠીને બધાં કાગળીયાંને સળગાવી દઉં; પછી જે થવાનું હોય તે થાય."

પણ બીજીજ પળે તેને પોતે આપેલું વચન સાંભર્યું. પાકીટ ઉપર પ્રાઈવેટ એમ લખીને સહેલથી પસાર કરી જવા વિષે મંડળમાં પોતે બતાવેલી હુશીયારી—સફાઈ—સાંભરી. ઉપરાંત મંડળના એકેએક સભ્યની જીંદગી હવે પોતાના હાથમાં હતી, અત્યંત શ્રદ્ધા અને વિશ્વાસથી બધાએ પોતાને ખોળે માથાં મૂકયાં હતાં—તે સાંભર્યું. મજકુર કાગળો

વખતસર ટેરેન્ફ્સુને ન પહોંચે, તો નિહિલિસ્ટ મંડળને મોટા ભાગ પકડાઈ જાય એમ હતું; અને તે પકડાયા એટલે તેમનું મોત કાંઇ શૂળી કે ફાંસીથી પતે એમ ન હતું. તેમને તો હજારો માઇલ દૂર સાઇબીરીઆની ખાણોમાં લોખંડી જંજીરના ભાર સાથે સિંધવ ખોદતા ને દારોગાના ચાબખાનો સ્વાદ ચાખતાં રીબાઇ રીબાઇને મરવાનું નક્કી હતું. ત્યારે શું એવા શ્રદ્ધાળુ, શરણાગતનો વિશ્વાસઘાત કરવો?

આ પ્રમાણે વોલેનનું હૃદય નાવડું પ્રતિપક્ષી વિચારોના તોફાનમાં ડામાડોળ થવા લાગ્યું. ઘડીકમાં તે એક નિશ્ચય કરતો; તો ઘડીકમાં તેજ નિશ્ચયને ફેરવી નાંખવાને જોઇએ તેટલા સબળ કારણો તેના મગજમાં સ્ફુરી આવતાં. એમ ને એમ કરતાં બે અઢી કલાક નીકળી ગયા. અંતે વિચાર કરતાં કરતાં જ્યારે જ્ઞાનતંતુઓ થાકયા અને દિવસભરના શારીરિક શ્રમનું જોર ચઢી વાગ્યું ત્યારે તેને ગાઢ નિદ્રા આવી.

× × ×

તેથીજ અત્યારે એ આંખો ચોળતો બારીએ ઉભો છે.

અચાનક કોઇએ પાછળથી આવી એના ખભા પર હાથ થાબડયો. એ ચમકયો. પાછળ ફરી જોયું તો કાર્ડીનલ મહારાજ—સ્વામીજી ઉભા હતા. વોલેનને આંખ ચોળતો જોઇ તે બોલ્યા—કેમ બેટા વોલેન, હજી ઉંઘ ઉડી નથી કે!

સ્વામીજી મહારાજ હમણાંજ બહાર જઈ આવ્યા હોય એમ લાગતું હતું. તેમણે પોતાનો ઝભ્ભો હજુ ઉતાર્યો ન હતો, અને એમના જોડા પર વરસાદના છાંટા પડેલા હતા.

"આપ બહાર જઈ આવ્યા કે શું ?"

"હા, બેટા. બહાર જઈ આવ્યો અને આ એક વેઠ વહોરી લાવ્યો!"

"કેમ, શું છે વળી!" વોલેને આશ્ચર્યથી પૂછ્યું.

"આ જોની." કાર્ડીનલ મહારાજે દૂર ટેબલ પર પડેલા બે ચકચકતા વાલસેટો તરફ આંગળી કરી. રત્નજડિત વાલસેટો જોઇને વોલેન એકદમ આકર્ષાયો, તેની ઉંઘ તરતજ ઉડી ગઇ. ટેબલની પાસે જઇને તે વાલસેટ હાથમાં લઈ જોવા લાગ્યો.

"હં હં હં હં! એને બહુ સાચવીને ઉપાડજે. બેટા, એ તો બહુ તકલેદી વસ્તુ છે. આટલી કીંમતી વસ્તુને આવી તકલેદી—નાજુક શા માટે બનાવી હશે ? ભગવાન જાણે. આ વાલસેટો પીટર્સબર્ગ સુધી આખાં ને આખાં પહોંચશે ખરાં કે ?"

"પરંતુ આપ એ લાવ્યા કયાંથી ?" વોલેને બહુજ ઉત્સુકતાથી પૂછ્યું.

મહારાજે માંડીને વાત કહી; એક બે દિવસમાં વીયેના શહેર છોડી જવાનું હોવાથી તેમણે રાજા ફ્રાન્ઝ જોસફની છેલ્લી મુલાકાત માંગી હતી. રાજાએ મહારાજને સ્હવારના પહોરમાં મળવાને બોલાવ્યા હતા. વાતચિત કરતાં રાજાને માલમ પડયું કે થોડા દિવસ પછી સ્વામીજી પીટર્સબર્ગ જવાના છે; એટલે તેણે પોતાનું એક ખાનગી કામ સ્વામીજીને વળગાડયું. તે શું હતું ? રાજાની પ્રિયતમા રૂશીઆની રાજકુમારીને બે અમૂલ્ય, મનોહર, પણ સ્પર્શ કરતાંજ ફુટી જાય એવા નાજુક લાગતા વાલસેટ જેમ બને તેમ જલદી પહોંચાડવાના હતા.

અને તે પહોંચાડવાને ખાતર રાજાએ સ્વામીજી પાસે હાથ જોડી માંગી લીધું હતું કે થોડા દિવસ પછી આપ નક્કી પીટર્સબર્ગ જવાના છો તો મારે ખાતર, મારા પ્રેમાળ સંબંધને ખાતર—આપ તરતજ પીટર્સબર્ગ જઈને મારૂં આટલું કામ કરો. અને ઉદાર દિલવાળા સ્વામીજીએ રાજાજીના વાક્ચાતુર્યથી અંજાઈને તે માંગણી સ્વીકારી હતી.

વોલેને અચાનક પૂછ્યું:—"મેં તો સાંભળ્યું હતું કે આવાં બે વાલસેટ હોફબર્ગ દેવળમાં છે. તે તો આ ન હોય!"

"એજ. એજ. રાજા જોસફ એને મેળવવાને કેટલાયે વખતથી પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ દેવળના પાદરીઓની હઠને લીધે આજ સુધી તેને મળી શક્યાં ન હતાં. પણ બે ચાર દિવસ થયાં કોણ જાણે શુંયે ખટપટ કરીને તેણે આ વાલસેટો ગુપ્ત રીતે પડાવી લીધા છે. હવે મારા જેવા સાધુને આ એક વેઠજ વળગી ગણાય ને!"

"હાસ્તો."

વોલેન એમ બોલ્યો તો ખરો. પરંતુ એ બોલવામાં કે સ્વામીજીને જવાબ આપવામાં તેનું ચિત્ત ન હતું. હોફબર્ગ દેવળમાં હતાં તેજ વાલસેટ અત્યારે પોતાની સમક્ષ—લગભગ પોતાના કબજામાં—આવી પહોંચ્યા છે એ જોઈને તેના મગજમાં વિદ્યુતના ચમકારા પેઠે એક વિચાર સ્ફુર્યો; અને તેનું આખું અંગ રોમાંચ સાથે ધ્રૂજી ઉઠયું!



## પ્રકરણ ૮ મું.

### લાલ કાગળની કાપલી.

એક જાડું ભારે શીલ જેવું બારણું ધમ્મ દઈને ઠોકાયું. રાજકુમાર નિકોલા કેદી બન્યો. તેણે બારણાંની બહાર તાળું દેવાતું સાંભળ્યું.

"હેં ? આ શું ? કપટ ! દગો ! " તે બબડયો.

પોતે બદમાશોની કપટજાળમાં ફસાઇને કેદ પકડાયો છે એમ ભાન થતાં રાજકુમારનું લોહી એકદમ ઉકળી આવ્યું. તેનું મ્હોં લાલચોળ થઈ ગયું. શરીરનાં રૂંવા ખડા થઈ ગયા.

કચકચાવીને હાથની મુઠ્ઠી વાળી તે બોલ્યો—" રાં......ડ મળે, તો એનો ટોટો પીસી નાંખું ! દગો ! મારી સાથે દગો ! રૂશીયાના રાજકુમાર સાથે દગો !...રાંડે મને ફસાવ્યો !... ...હાથમાં આવે તો મચ્છરની પેઠે મસળી નાંખું........."

થોડીવાર તે વિચારમાં પડયો.

" પણ હું થોડોજ રાજકુમારના વેશમાં છું ? એ મને કેવી રીતે ઓળખે ?......એણે સીધી રીતે માગ્યું હોત તો હું એને જે જોઇએ તે આપતે...પણ આ તો મને લૂંટવા માગે છે કે શું ?......"

રાજકુમાર પાછો ફર્યો. બારણાને ધકકો મારી જોયો. પણ તે તો સજ્જડ વાસેલું હતું, તેથી જરા પણ ચસ્યું નહિં. તેણે બારણામાં કોઇ છૂપી કળ છે કે કેમ, તે જોવાને માટે ફાંફા માર્યાં પરંતુ કશું વળ્યું નહિ.

" એ લુચ્ચી કોણ જાણે ક્યાં ગડપ થઇ ગઇ ! હું આ બારણામાં પેઠો ત્યાં સુધી તો એ મારી સાથેજ હતી ! મેં જરા ઉતાવળ કરી તેજ મારી મૂર્ખાઈ ! " રાજકુમાર ગમે તેમ બબડવા લાગ્યો.

પછી તેણે આમ તેમ બધે નજર ફેરવી. પોતે એક વિશાળ ઓરડામાં ઉભો હતો. વિજળીના બે દિવા ઝગઝગાટ બળતા હતા. ઓરડામાં વચ્ચે એક મોટું ડાઇનીંગ ટેબલ-હતું. તેના ઉપર સ્વચ્છ સફેદ ચાદર પાથરેલી હતી અને સ્વાદિષ્ટ અન્નવાનીઓથી ભરેલી ત્રણ ચાર તાસકો ગોઠવેલી હતી. પાસેજ એક કુંજો અને બે ત્રણ પારદર્શક કાચનાં ગ્લાસ પડેલાં હતાં.

રાજકુમાર ટેબલની પાસે આવ્યો. એક તાસકમાંથી વરાળ નીકળતી દેખાઈ. તેને આશ્ચર્ય લાગ્યું:-" આ ખાવાનું ટેબલ પર મૂકાયાને ઝાઝી વાર નથી થઇ. હજુ ગરમ હોય એમ લાગે છે. " તાસકને હાથ અડાડી તેણે ખાત્રી કરી.

" જોઉં તો ખરો, આ ઓરડાને બીજું બારણું છે કે કેમ ! " તેને અચાનક વિચાર આવ્યો; ને ચારે તરફ નજર કરી.

એક બાજુની ભીંતમાં બારણું હતું. રાજકુમારે તેની પાસે જઇને ધક્કો મારી જોયો. તે તરતજ ઉઘડી ગયું.

રાજકુમારને ઝાંખી ઝાંખી આશા પડી-મારી મૃગનયની આ ઓરડામાંજ ભરાઈ બેઠી હશે. મારી સાથે સંતાકુકડી રમવા માંગતી હશે.

પણ અંદર દાખલ થઇ જૂએ છે તો કોઇ ન મળે. ત્યાં પણ એક દીવો બળતો હતો. વચ્ચે એક સુશોભિત છત્ર-પલંગ ગોઠવેલો હતો અને તેના ઉપર બે પોચી સુંવાળી પથારીઓ, સ્વચ્છ ચાદર અને રેશમી ગલેફવાળા તકીયા સુવ્યવસ્થિત રીતે ગોઠવેલાં હતાં. પલંગના છત્ર પરથી આછા ગુલાબી રંગની મચ્છરદાની ઝૂલતી હતી.

"આ મારે સુવા માટે હશે!...અહીં મારે ઘણા દિવસ રહેવું પડશે કે શું!"

થોડીવાર ત્યાં ઉભો રહી, વિચાર અને નિરીક્ષણ કરી તે આગલા દિવાનખાનામાં પાછો આવ્યો. ખુરશી પર બેઠો.

સામે પડેલી ભોજન સામગ્રીઓની તાસકોમાંથી મીઠી—મ્હોંમાં પાણી છૂટે એવી સુવાસ ચાલી આવતી હતી.

અને બપોર પછી એક ટુકડો બીસ્કીટનો પણ પેટમાં ગયો ન હતો એટલે અત્યારે એને ભૂખ કકડીને લાગી હતી.

પરંતુ રાજકુમારોને અને રાજા મહારાજાઓને કોઈ પણ વસ્તુ પેટમાં પધરાવતાં પહેલાં બહુજ વિચાર કરવાનો હોય છે. અન્નનો એક દાણો પણ મ્હોંમાં મૂકતાં પહેલાં તેમને ખૂબ સાવચેત રહેવું પડે છે, ખૂબ સંભાળ અને ચોકસાઇ રાખવી પડે છે—રખેને કોઇ તેમાં બીજીજ વસ્તુ ભેળીને ખવરાવી ન દે! એટલા કારણસર કેટલાક મહારાજાઓ પોતાને માટે પીરસાયલી થાળમાંથી કેટલુંક ભોજન જૂદું કાઢી પોતાની નજર આગળ રસોઇયાને ખવડાવે છે. કેટલાક પોતાના કૂતરાને ખવડાવી જોઇ અનાજની પરીક્ષા કરે છે. રૂશીઆના

જુલમગાર મહારાજાના એકના એક પુત્રને—યુવરાજને—આવા અખતરા કેમ ન કરવા પડે! અને જ્યારે તે યુવરાજ શત્રુ-ઓની કપટજાળમાં ફસાઈને કેદી બન્યો હોય, ત્યારે તેને શત્રુનું આપેલું ખાવાનું ખાતાં પહેલાં અનેક પ્રકારની માઠી શંકા આવ્યા વગર કેમ રહે!!

રાજકુમાર ઉંડો વિચાર કરવા લાગ્યો. સામે પડેલા અન્નની પરીક્ષા કરવાનો કોઈ ઉપાય શોધી કહાડવા માટે તે કપાળે કરચળી પાડી પોતાના જ્ઞાનતંતુને તાણી તાણીને ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગયો.

એટલામાં તેણે તે ઓરડાની બહાર કોઈ માણસનાં પગલાંનો ઘસારો સાંભળ્યો. તેણે પોતાના કાન ધર્યા—તીવ્ર કર્યા. બહાર કોઈ વાતચિત કરતું હતું, પરંતુ તે વાતચિતના સ્પષ્ટ શબ્દો રાજકુમારને સંભળાયા નહિ.

થોડીવાર પછી બારણાની તળેની ફાટમાંથી લાલ કાગળની એક કાપલી અંદર આવી. જરા પણ અચકાયા વગર રાજકુ-મારે તે હાથમાં લીધી; અંદર શબ્દો લખેલા હતા. તેણે દીવા પાસે જઈને તે વાંચ્યા:—

"રાજકુમાર નિકોલા!

તારા જુલમગાર બાપની સત્તાનું નિકંદન કાઢવા ઇચ્છના-રાઓ તરફથી તને પકડવામાં ને કેદ કરવામાં આવ્યો છે.

તું સલામત છે. તારા શરીરને અમે જરાયે ઇજા કરવા માંગતા નથી. અને જ્યાં સુધી તું અમારા હાથમાંથી નાસી છુટવાને આડો અવળો પ્રયત્ન કરશે નહિ, ત્યાં સુધી તો તું ખાત્રી

રાખજે કે અમારા તરફથી તારો વાળ પણ વાંકો થનાર નથી.

અને—

જે દિવસે ડચુનાજ્યુસ્કી અને નિહિલિસ્ટ મંડળના બીજા સભ્યો જેમને તારો જુલમી બાપ કેદખાનામાં પૂરી ખૂબખૂબ રીબાવે છે, તેમને તે બીનશરતે છોડી મૂકી, રૂશીઆની હદ બહાર જવાનો પરવાનો આપી, માનભેર રવાના કરી દેશે તે દિવસે તારો છૂટકારો થશે.

ન કરે નારાયણ—ને તારો નિષ્ઠુર, દયાહીન, લાગણી વગરનો બાપ અમારા એ અનુપમ સાથીતોને મુક્ત કરવાની ના પાડશે, તો—?

લાચાર !

તારૂં ડોકું ધડથી છૂટું થશે. !!!

રાજકુમારે ચિઠ્ઠી વાંચી. તે ધોળો પૂણી જેવો થઇ ગયો. તેના ધ્રૂજતા હાથમાંથી લાલ કાપલી ભોંય પર પડી ગઇ.



## પ્રકરણ ૯ મું.

### ધોળે દહાડે સીનેમા.

એક ઓરડામાં બે વ્યક્તિઓ—પુરૂષ વ્યક્તિઓ ઉભી છે. પાસે એક ટેબલ છે. ટેબલ પર બે વૃક્ષાકૃતિ વાલસેટ પડયાં છે.

એમાંની એક પ્રૌઢ દેખાતી વ્યક્તિ બીજી વ્યક્તિને કંઈક સૂચના આપી ચાલી જાય છે. ઓરડાના બારણામાંથી બહાર નીકળી જતી દેખાય છે.

યુવાન વ્યક્તિનું હૃદય ધબકે છે. તે છાતીએ હાથ મૂકે છે. તેના શરીરને કંપારી આવે છે. રૂંવેરૂંવા ખડા થાય છે.

તેનું મુખ એકાએક દેખાય છે. કોણ જાણે કેટલાયે ભાવો—આશ્ચર્ય, આનંદ, સંતોષ, ભય દુઃખ—અને! બીજા કેટલાયે વિકારો તેના ચ્હેરા પર પળવારમાં આવી જતા—ને વારંવાર પાછા આવતા દેખાય છે.

જાણે ચોરી કરવાની હોય, ખાતર પાડવાનું હોય કે ખૂન કરવાનું હોય—તેવી ચૂપકીદી અને ગંભીરતાથી બહુજ હલકે પગલે ચાલીને યુવક બારણાં પાસે જાય છે. બહાર ડોકીયું કરે છે—કોઇ જોતું તો નથી!

ના. કોઇ જોતું નથી. ખાત્રી થાય છે. ધીમે રહીને સાંકળ પકડી બારણું બંધ કરે છે. અંદરથી આંકડી ચઢાવે છે.

તેવેજ ચોરને પગલે ટેબલ પાસે આવે છે. વાલસેટ પર હાથ ફેરવે છે. તેમાં ગોઠવેલી વૃક્ષાકૃતિની ડાળીએ ડાળી તપાસે છે. બહુજ બારીકાઇથી નિરીક્ષણ કરે છે. જાણે કાંઇ શોધતો ન હોય?

બે મિનીટ—ચાર મિનીટ—છ મિનીટ ફાંફા માર્યા. શોધે છે તે વસ્તુ જડતી નથી. નિરાશાનાં—શંકાનાં—ચિહ્નો તેના મુખ ઉપર દેખાય છે. તે વહેમાય છે—હોફમર્ગ દેવળના વાલસેટ તે આજ ન હોય તો?

પળવારમાં શંકા નષ્ટ થાય છે. પુનઃ તે વાલસેટની ઝીણવટથી તપાસ કરે છે. તેના અમુક ભાગ હાથ વડે દબાવે છે. વૃક્ષની ડાળીઓના છેડા પર, પાંદડાઓ અને ઝીણી ઝીણી કુંપળો પર આંગળી દબાવે છે. વૃક્ષના થડ આગળ જે પાંખ-વાળી મનુષ્યની આકૃતિ ઉભી છે તેના પણ અંગ–ઉપાગ પર……

હં ! હં ! આ શું છે !

પાંખવાળી મનુષ્યાકૃતિના ડાબા પગની પાછળ જાણે ફોલ્લો કે ગુમડું થયું હોય તેવું ઉપસી આવેલું કંઇક બટન જેવું આ શું છે ! યુવાન ચમકે છે. આંગળી દબાવે છે. ગુમડું નથી. એ તો દબાઇને અંદર બેસે છે.

અહાહા ! એ તો ખરેખર, ચાંપનું બટન છે. યુવાનના મુખ ઉપર આનંદનાં અજવાળાં પ્રગટે છે. તે બટનને જોરથી દબાવે છે.

તરતજ વૃક્ષના થડની પાછળનો એક ભાગ ખસી જાય છે–ખુલ્લો થાય છે. અંદર પોલાણ છે, પોલાણ !

યુવકના શરીર પર રોમાંચ !–કંપારી શાંત પડતાં તપાસ કરે છે કે થડના પોલાણમાં કોઇએ કાંઇ મૂક્યું તો નથી ?

ના. કંઇ નથી. તદન ખાલી જગા છે. ફીકર નહિ. પોતાના કોટના ખીસામાંથી ચાવી કાઢી ટેબલનું ચોરખાનું ઉઘાડે છે. કાગળનું એક નાનકડું બંડલ–પેલા ભયંકર પત્રોનું બંડલ બહાર કાઢે છે. શંકાશીલ હૃદયે જૂએ છે કે એને બદલે બીજી વસ્તુ તો હાથમાં નથી આવી ?

ના. એ તો એજ છે. અત્યંત સંભાળપૂર્વક આમ તેમ નજર નાંખતો તે વાલસેટ પાસે આવે છે. થડના પોલાણમાં પેલું બંડલ મૂકવા જાય છે...

હેં ! કોઈના પગનો ઘસારો સંભળાયો ! કોઇ જોતું તો નથી ? કાન માંડે છે. બારણા પાસે જાય છે. ફાટમાંથી નજર કરે છે, કોઇ બ્હાર ઉભું રહીને મારી ચર્ચા જોતું તો નથી ?

કોઇ નથી એવી ખાત્રી થતાં પાછો આવી, વાલસેટના પોલાણમાં બંડલ ગોઠવી દે છે. ખસી ગયલા ભાગને ઠેસી પકડી પાછો ઠેકાણે લાવી દે છે.

હવે નિહિલિસ્ટ મંડળનાં છૂપાં કાગળીયાંને બહારની દુનિયામાં કોઈ જોઇ શકે એમ નથી. યુવાન છાતીએ હાથ મૂકે છે. ધબકારા જોશભેર ચાલી રહ્યા છે. એવામાં—

" વોલેન ! વોલેન ! " કરીને બૂમ પડે છે.

" જી, આવ્યો. " કહેતો યુવાન બારણું ખોલી ઓરડાની બહાર જતો—અદૃશ્ય થતો દેખાય છે.



## પ્રકરણ ૧૦ મું.

### યુજેનની હુશીઆરી.

તે દિવસે મેડમ ડેમીડા પણ બહુજ મોડી ઉઠી. ઉઠતાંને વાર તેણે પોતાના નોકરને બોલાવી તપાસ કરી, કે યુજેન આવ્યો છે?

નોકરે આવી ઉત્તર આપ્યો,—"ના જી. યુજેન આવ્યો નથી. પરંતુ તેમના હાથની એક ચિઠ્ઠી આવેલી છે."

"ચિઠ્ઠી?" આશ્ચર્યથી મેડમે પૂછયું.

"હા જી. સવારે સાત વાગે આવી."

"કોણ આપી ગયું?"

"કોઇ ભાડુતી મજૂર હતો." નોકરે ચિઠ્ઠી રજૂ કરતાં જવાબ આપ્યો.

નોકરને રજા આપી મેડમ ડેમીડાએ ચિઠ્ઠી હાથમાં લઈ વાંચી—

"રાકું કશે નથી. બુઢ્ઢાજી એક પ્રખ્યાત ડીટેકટીવને મળ્યા હતા પણ પરિણામ કંઈ આવ્યું લાગતું નથી. તેમણે તાર મોકલેલો છે. હું વાંચવા જાઉં છું. યુજેન."

વાંચતાં વારજ તે ચિઠ્ઠીનો અર્થ સમજી ગઇ—રાજકુમારનો પત્તો નથી. તેનો સાથી વૃદ્ધ કાઉન્ટ લેરોસકી રાજકુમારની શોધ બાબતમાં કોઈ ડીટેકટીવને મળ્યો હોવો જોઇએ; પણ તેનું કાંઇ પરિણામ આવ્યું નથી.

પરિણામ આવે પણ કેવી રીતે? રાજકુમાર વીયેનામાં આવ્યો છે તે ગુપ્ત વેશે; અને એના આવ્યાની વાત ગુપ્તજ રાખવાની છે. તો બીચારો કાઉન્ટ લેરોસ્કી તે ડીટેકટીવને જે માણસની શોધ કરવાની છે તેનું ખરૂં નામ પણ કેવી રીતે આપી શકે? અને જ્યાં સુધી ડીટેકટીવને ખોવાયલી વ્યક્તિનું ખરૂં નામ ન મળે ત્યાં સુધી તે બીચારો—પછી ગમે તેવો ચાલાક, બુદ્ધિશાળી ને કાબેલ હોય તોયે—શું કરે? માત્ર તે માણસની ઉંચાઇ ને જાડાઇના માપ પરથી અને તેણે પહેરેલાં કપડાંના વર્ણન પરથી તેને કેવી રીતે શોધી કહાડે?

મેડમ ડેમીડા આ વિચારે હસવા લાગી. તાર મોકલેલો છે—એ વાકય સમજવામાં પણ એને ઝાઝી મુશ્કેલી પડી નહિ. લેરોસ્કીએ પોતાના નોકરને તારનું ફારમ ભરી આપી તાર ઓફીસે મોકલ્યો હશે. યુજેન તેની પાછળ પડેલો હોવો જોઇએ. ઓફીસની બારીમાં પેલો નોકર તાર આપશે તે વખતે યુજેન ડોકીયું કરીને શબ્દો વાંચી લેશે.

પણ લેરોસ્કીએ કોને શી મતલબનો તાર મોકલ્યો હશે, તે વિષે મેડમ ડેમીડા ભારે ગુંચવણમાં પડી. એને ખાત્રી હતી કે લેરોસ્કીએ કાંઇ સીધો પીટર્સબર્ગ તાર મોક-લીને રાજકુમાર ગુમ થયાના સમાચાર ઝારાધિરાજને તો નજ મોકલ્યા હોય. તેમ કરે તો એના શા હાલહવાલ થાય તે નક્કી હતું; અને મેડમ ડેમીડા તે જાણતી હતી. એક વિશાળ સામ્રાજ્યના સમ્રાટના એકના એક પુત્ર—પાટવી કુંવરના સાથી થવાનું કામ કાંઇ સહેલું નથી. રાજકુમારના સાથી

થનારને માથે હંમેશ ભારે જોખમ અને ગંભીર જવાબદારી હોય છે. કોઈ પણ વખતે રાજકુમારના અમૂલ્ય અંગને જરા પણ ઈજા થાય, કે રાજકુમાર જરા પણ માંદા પડે તોયે તેને માટે તેનો સાથી જવાબદાર. રાજકુમાર શું કરે છે, શું ખાય છે, કોની સાથે બોલે છે, ને કોની સાથે દોસ્તી બાંધે છે, એ બધાની તેણે તપાસ રાખવી જોઈએ. અને જ્યારે જ્યારે યોગ્ય લાગે ત્યારે ત્યારે તેણે રાજકુમારને અમુક કાર્ય કરતાં રોકવો જોઈએ. તેમ ન કરે અને—ન કરે નારાયણ—રાજકુમારના જીવને કે દેહને કાંઈ પણ અનિષ્ટ થયું, તો તેના સાથી બનનાર ઉપર જરૂર ભારે આફત આવી પડે—તેના ઉપર જરૂર મહારાજા સાહેબનો ખૌફ ઉતરે.

અને અહીં બુઢ્ઢા લેરોસ્કી કાકા ઉપર ઝારાધિરાજનો ખૌફ ઉતરે એટલે શું? આખા યુરોપખંડના રાજાઓમાં સૌથી કડક મિજાસનો અને સૌથી સખત તાપવાળો રાજા તે રૂશીઆનો ઝાર. આખી દુનિયાના રાજાઓમાં સૌથી વધારે જુલમી ગણાતો હોય તો તે પણ રૂશીઆનો ઝાર. એનો ખૌફ કોઈ પણ માનવી પર આવી પડે, પછી ભલેને તે બાળક, બુઢ્ઢો કે સ્ત્રીજાત પણ હોય—તોયે તેનું આવી બન્યુંજ સમજવું. એવા કમનસીબ મનુષ્યને તો સાઇબિરિયાની સિંધવની ખાણોમાં લોખંડની ભારે ભારે જંજીરો સાથે કોદાળી પાવડાથી સિંધવ ખોદી કહાડવામાંજ પોતાનું બાકીનું જીવન વીતાડવું પડે એ નક્કી હતું.

બેદરકારીનો ભયંકર અપરાધ પુરવાર થાય તો એવી

ગંભીર—એવી કડક—એવી કારમી શિક્ષા લેરોસ્કીને થવાનો સંભવ હતો કે તેના વિચાર માત્રથીજ ડોસાનાં અંગેઅંગ ઠરી જાય ! તો પછી તે જાતે થઇને પોતાના ગુનાહની જાહેરાત આટલી બધી વહેલી શા માટે કરી દે ?

મેડમ ડેમીડા પોતાના મનમાં આ પ્રશ્નને ઘુંટવા લાગી. તેણે ધીમે ધીમે ચોકઠાં બેસાડવા માંડ્યાં—લેરોસ્કીએ કોઈ પણ રીતે રાજકુમાર ગુમ થયાની બાબતને બીજુંજ સ્વરૂપ આપ્યું હોવું જોઇએ...અથવા તો...તેણે રાજકુમાર ગુમ થયોજ નથી પણ કાંઇ ભેદભર્યા કામમાં રોકાયલો છે એવી મતલબનો કંઇ પણ તુક્કો ગોઠવેલો હોવો જોઇએ.

× × ×

અડધોક કલાક એમ ને એમ વહી ગયો. મેડમ ડેમીડા એકાગ્ર ચિત્તે વિચારમાં ગરકાવ થઇને બેઠેલી હતી એવામાં બારણા પર ટકોરા પડ્યા. ડેમીડાએ ઉઠીને બારણું ઉઘાડ્યું. યુજેન આવી પહોંચ્યો હતો.

યુજેનને જોતાંજ મેડમ ડેમીડામાં એકાએક ઉત્સાહ અને જાગૃતિ આવી ગયાં; આનંદથી ઉભરાતા સ્વરે તેણે પૂછ્યું:—“કેમ ! શું ખબર ?”

યુજેન અંદર આવ્યો. ડેમીડાએ બારણું બંધ કર્યું. ટેબલ પાસે આવી બેઠી; ને ફરીથી પૂછ્યું:-“કેમ, શું ખબર ?”

યુજેન સામે એક સ્ટુલ પર બેઠો; મેડમના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તેણે સામો પ્રશ્નજ કર્યો: “મારી ચિઠ્ઠી મળી હતી ?”

"હા. ચિઠ્ઠી મળી. અને તેનો અર્થ પણ હું સમજી છું. રાજકુમારનો પત્તો નથી. ને કાઉન્ટ લેરોસ્કી કોઇ ડીટેકટીવને મળ્યો હતો......"

"હા. ને તેમાં કશું..."

"તેમાં એનું શું વળવાનું હતું? હું તો પ્રથમથીજ જાણતી હતી. વારૂ, પણ એણે કોના પર કેવો તાર મોકલ્યો છે?"

યુજેને માંડીને વાત કહી. મેડમ ડેમીડાએ કલમ અને કાગળ લીધાં અને જેમ જેમ યુજેન બોલતો ગયો તેમ તેમ તે તેની હકીકતોનો ટુંકો હેવાલ તથા કેટલાક મહત્વના શબ્દો વગેરે કાગળ પર ટપકાવતી ગઇ. યુજેને પ્રથમ પોતે થીએટર પર ગયો હતો ત્યાંથી માંડીને છેવટે કાઉન્ટ લેરોસ્કીએ મોકલેલો તાર પોતે છુપાઇને ચાલાકીથી વાંચી લીધો ત્યાં સુધીની બધી હકીકત સંભળાવી.

"હવે તારમાં શું શબ્દો હતા તે લખાવ." મેડમ ડેમીડાએ ખડીયામાં કલમ બોળતાં કહ્યું.

યુજેને ગોખી લીધેલા શબ્દો સંભળાવી મગજનો ભાર ઓછો કર્યો:

> Nicholas confined to bed; doctors say German fever; not the least serious, will be up less than a week. Lavrovski.

> નિકોલા માંદો પડ્યો છે. ડાકટરો કહે છે કે એને જર્મન તાવ આવ્યો છે; જરાએ ગંભીર નથી; અઠવાડીયા પહેલાં સાજો થઇ જશે. લેરોસ્કી.

તારના શબ્દો સાંભળીને મેડમ ડેમીડા ખડખડાટ હસી પડી; પછી કંઈક ક્રોધથી, કંઈક તિરસ્કારથી બબડી:—"મૂર્ખો! બેવકૂફ!"

તારના શબ્દો કાગળ પર ટપકાવી લીધા પછી બબડી: "એ તો જાણે એમજ ધારતો હશે કે રાજકુમાર ગુમ થયાના ખબર બીજે કોઇ માર્ગે રૂશીઆ પહોંચવાનાજ ન હોય!... વારૂ...ઠીક, ગુજેન, આ પરથી એટલું તો માલુમ પડે છેજ કે કાઉંટ લેરોસ્કી રાજકુમારના ગુમ થવાની વાતને પીટર્સ-બર્ગવાળાઓથી તદ્દન ગુપ્તજ રાખવા માંગે છે..."

"હા જી."

"પણ એને એ પ્રમાણે કરવા દેવું એ ઠીક નથી. રાજકુમારનો પત્તો નથી એટલે ગમે ત્યાં પણ તે કંઇ વિકટ જાળમાં ફસાઇ પડેલો હોવો જોઇએ. એવી સ્થિતિમાં તે ઘણો વખત રહે અને આપણે વખતસર મદદે જઇ શકીએ નહિ તો તેના ઉપર કેવી જોખમ ભરેલી આફતો પડે...... તે વિશે અત્યારે કંઇ કહી શકાય નહિ."

"અલબત્ત." ગુજેજ બોલ્યો.

મેડમ ડેમીડાએ કહ્યું:—"હું અનુમાન કરી શકું છું કે રાજકુમાર ક્યાં ફસાયલો હશે, અને કોની કપટજાળમાં સપડાયલો હશે. પણ—પણ—મારે તે વિશે થોડીક ખાત્રીની સાબિતિઓ મેળવવાની જરૂર છે. તે મળે એટલે હું રાજ-કુમારના વડીલોને ચેતાવીશ—પણ ગુજેન, સાથે સાથે એ પણ ખરૂં કે રાજકુમારને તેની આફતમાંથી બચાવનાર તરીકેનું

માન મારેજ લેવું એવી મારી આકાંક્ષા છે. એ આકાંક્ષા પાર પાડવામાં મારે તારી સહાયની ખુબ જરૂર પડશે. આપણે ગમે તેમ કરીને રાજકુમારનો પત્તો મેળવવોજ જોઇએ..."

"આપની ઇચ્છા હશે તો તે કાર્ય પાર પાડવાને હું આકાશ પાતાળ એક કરીશ."

"તેમ કર્યાં વગર છૂટકો થવાનો નથી. આજ સુધીમાં મેં હાથમાં લીધેલાં બધાં કામો કરતાંયે આ કામ મને વધારે ગુંચવણીયું લાગે છે. હશે. તું જા. હજુયે આ ડોસાની પાછળ મંડયો રહેજે."

"વારૂ" કહી સુજેન ગયો.

× × × ×

આગળ એક વાર કહ્યુંજ છે કે મેડમ ડેમીડા એક અજબ ભેદી. સ્ત્રી હતી. અને તે હંમેશાં ગુંચવણીયાં કામોજ હાથમાં લેતી. એ ગુંચવણીયાં કામો વિશે લોકોને કશીજ ખબર પડતી નહિ. ખુદ એની સાથે ફરનારા મિત્રો સ્નેહીઓ અને અમીર કલબના મેમ્બરો પણ મેડમ ડેમીડા કઇ વખતે શું કામ કરે છે, કરતી હશે, તેની કલ્પનાયે કરી શકતા નહિ; તો પછી સામાન્ય પ્રજા તો તે ભેદમાં શુંજ સમજે?

મેડમ ડેમીડા કશો ધંધો કરતી નહતી. છતાં તેની પાસે પૈસાની તો હંમેશ રેલમછેલજ રહેતી. તેની રહેણીકરણી એવી તો બાદશાહી હતી કે તે જોઇને કોઇને એવી પણ શંકા થાય કે ખુદ રૂશીઆનો ઝાર પણ આટલા ઠાઠથી નહિ રહેતો હોય. એનો પૈસો કયાંથી આવે છે તે કોઇ જાણતું

નહિ. કેટલાક કહેતા કે એની પાસે રૂશીઆમાં મોટી મોટી મિલ્કતો છે. કેટલાક કહેતા કે એને તો રાજા ફ્રાન્ઝ જોસફ તરફથી વર્ષાસન મળે છે. કેટલાક કહેતા કે એ તો રૂશીઆના ઝાર તરફથી આ શહેરમાં જાસુસ તરીકે રહે છે. પણ આ બધીયે કલ્પનાજ હતી. એમાંની કોઇ વાતની ખાત્રી કોઇ માણુસ આપી શકતું નહતું.

વળી લોકો, અમલદારો, અને મોટા મોટા એલચી-ઉમરાવો પણ મેડમ ડેમીડાથી બ્હીતા રહેતા—શા માટે તે કોઇ સમજી શકતું નહિ. મેડમ ડેમીડા પોતે એવી તો હસમુખી અને મળતાવડા સ્વભાવની હતી, અને દરેક જણ સાથે એવા તો હેતથી વાત કરતી કે તે જોતાં કોઇને જરા પણ બ્હીવાનું કારણ ન રહે. વળી રાજકીય વિષયોની ચર્ચામાં તો એ જાણે બીલકુલ અજ્ઞાન અને મૂર્ખ હોય એવી નિર્દોષ ઉત્સુકતાથીજ જરાતરા ભાગ લેતી દેખાતી. અને તેમાંયે વખતોવખત કંટાળીને એ બોલી ઉઠતી કે "બળ્યું—આ રાજ ખટપટનો દુનિયામાંથી કોણ જાણે ક્યારે અંત આવશે? કેવી કંટાળા ભરેલી ને ત્રાસજનક છે...!" વગેરે.

અલબત્ત, આજથી વરસેક દહાડા પર એવી અફવા ઉડી હતી કે મેડમ ડેમીડા એક વાર વીયેનાથી પીટર્સબર્ગ જતી હતી, તે વખતે ઓડરબર્ગના સ્ટેશન પર એનો સામાન તપાસતાં કોઇ ચુંધીખોર અમલદારે એના પાણીના કુંજામાંથી કાગળીઆંનું બંડલ કાઢેલું ને તે કાગળીઆમાં વીયેનામાં રહેતા મુખ્ય મુખ્ય રૂશીઅનોના કામકાજના વિગતવાર હેવાલ હતા.

તેમાં એક હેવાલ કંઇક અજબ જેવો હતો. કહે છે કે તેમાંના એક કાગળીઆમાં વીયેનામાં રહેતા રૂશીઅન એલચી સાહેબને તેમની ધર્મપત્ની સાથે પોતાના શયનગૃહમાં થયેલી ખાનગી વાતચિતનો પણ હેવાલ હતો. ગમે તેમ પણ આ બધી સાંભળેલી વાતો—અફવાજ હતી, અને તે થોડાજ વખતમાં શાંત પડી ગયેલી. હા—તેજ મહિના દરમિયાન સદરહુ એલચી સાહેબને રૂશીઅન સરકાર તરફથી અચાનક પાછા ખેંચી લેવામાં આવ્યા, એ વાત ખરી. પણ તેમાં શું થયું? એ બનાવને પેલી શયનગૃહની વાતચીત સાથે કશોય સંબંધ ન હોય એ સંભવિત છે. હાલ તો નવા એલચી સાહેબ અને તેમનાં ધર્મપત્ની મેડમ ડેમીડા સાથે ખૂબ સારો સંબંધ રાખે છે; અને તેને પોતાની દરેક નાચ પાર્ટીમાં આમંત્રણ આપે છે; એટલુંજ નહિ પણ તેની દરેક ઇચ્છાને માન આપી સરભરા પણ સારી કરે છે. મનોહર મદિરાક્ષી મેડમ ડેમીડા પ્રત્યે તેમની કુદરતી પ્રેમાળ લાગણી—એજ આ બધા સન્માન અને સરભરાનું કારણ હોય એ પણ સંભવિત છે......હશે.



## પ્રકરણ ૧૧ મું.

### બાજી પલટાઇ.

સાંજે લગભગ પાંચ વાગતાને સુમારે મેડમ ડેમીડા પોતાની ગાડીમાં બેસીને ફરવા નીકળી. આખો દિવસ વિચાર કરી કરીને એણે મગજને શ્રમિત કરી નાંખ્યું હતું. રાતની

ગાડીએ એ પીટર્સબર્ગ જવાની હતી એટલે ગાળાના વખતમાં જરા બહાર ખુલ્લી હવામાં વિહાર કરીને મગજને પ્રફુલ્લિત કરવાનો એનો ઉદ્દેશ હતો.

બગી સાધારણ ઝડપીલા વેગે હંકારાતી હતી. બેઠક પર મેડમ ડેમીડા વચ્ચોવચ બેઠી હતી. એણે અત્યંત આકર્ષક રંગીન ઝભ્ભો પહેર્યો હતો. ડોકમાં વટાણા જેવડાં ચકચકતાં પાણીદાર મોતીનો હાર નાંખ્યો હતો. ડાબા હાથ પર રત્નજડિત સુવર્ણનું રીસ્ટવોચ શોભી રહ્યું હતું અને જમણા હાથમાં એક સુશોભિત ચિત્રામણવાળો ફેશનેબલ જાપાનીઝ સળીઓનો પંખો ઝાલ્યો હતો. સફેદ પરવાળાના બોર જેવડા મણકાની એક માળા તેના ગળાથી કેડ સુધી લાંબી લટકી રહી હતી, અને એના આખા શરીરને એવું તો દીપાવી રહી હતી, કે ગમે તેવો બેદરકાર જોનાર પણ એકવાર તેના પ્રત્યે એકીટસે જોઇ રહે, અને જ્યાંસુધી તે દૃષ્ટિપાર થાય નહિ ત્યાં સુધી પોતાની દૃષ્ટિ પાછીયે ખેંચી ન શકે.

કેટલીક વાર પછી મેડમ ડેમીડાની ચારઠ દરબારી ગેસ્ટ-હાઉસનાં મકાનો આગળથી પસાર થવા લાગી. તે વખતે એક મકાનની ઉપલી બારીમાં કાર્ડીનલ મહારાજ ઉભા હતા. તેમની નજર ગાડીમાં વિરાજતી મનોહર વ્યક્તિ ઉપર પડી. મેડમ ડેમીડાએ પણ કાર્ડીનલ પ્રત્યે જોયું. બંનેની નજરો મળી. બંનેએ પરસ્પર હાસ્ય કર્યું. કાર્ડીનલ મહારાજે મેડમ ડેમીડાને ઉપર આવવા આગ્રહપૂર્વક ઇશારત કરી.

મેડમ ડેમીડા અને કાર્ડીનલ મહારાજ બંને નીચેનાની

અમીર કલબના મેમ્બરો હતાં, તેથી તેમને પરસ્પર ઠીક પરિચય હતો. આજે તેમનો મેળાપ ઘણે દિવસે થયો હતો અને તેથી બંને એક બીજા સાથે વાર્તાલાપ કરવાને ઘણા ઉત્સુક હતા. બંનેની પાસે એક બીજાને કંઈ કંઈ નવા સમાચાર સંભળાવવાના હતા—બંનેની પાસે નવા નવા વિષયો ચર્ચવાના એકઠા થયા હતા. એટલે આ મેળાપ બંનેને આવકારપાત્ર લાગ્યો.

અને તેમ ન હોય તોયે શું ? મેડમ ડેમીડા મગજ પ્રફુલ્લિત કરવાને ખુલ્લી હવામાં ફરવા નીકળી હતી એ ખરૂં; પણ એનું મગજ,—કોણ જાણે કેમ—કોઈ બાગ કે નદીતટ કરતાં આવા માણસોના સહવાસમાં અને તેમની સાથેના વાર્તાલાપમાંજ વધારે પ્રફુલ્લિત થતું હતું. કોણ જાણે કેમ એને એવાઓની સાથે વાદવિવાદ કરવામાં અને ક્ષુદ્ર રાજકીય વિષયો ચર્ચવામાંજ ભારે મોજ પડતી હતી. હશે.

મેડમ ડેમીડા કાર્ડીનલ મહારાજનું આમંત્રણ સ્વીકારી માળ ઉપર ગઈ. કાર્ડીનલ મહારાજે એ મનોહર માનિનીનો યોગ્ય આદરસત્કાર કરીને તેને એક આરામ ખુરશી પર બેસાડી. થોડી વારમાં બંને વાતોને વમળે ચઢ્યાં: મેડમ ડેમીડાએ હસીને કહ્યું—" મેં સાંભળ્યું છે, કે હવે તો તમે વીયેના છોડી બહારગામ જવાના છો......"

" કંઈક એવું છે ખરૂં." કાર્ડીનલ મહારાજે ભારે શલ્ય જેવા નિરાશ અવાજે કહ્યું.

" એટલે ! આપ એમ નિરાશાથી કેમ બોલો છો !" મેડમ ડેમીડાએ અત્યંત ઉત્સુકતાથી મનોહર રીતે આંખો

નચાવતાં કહ્યું.

"એવું છે કે મારે બહારગામ ગયા વગર છૂટકોજ નથી......તમારા જેવા સુંદર અને સુશીલ બાનુનો સહવાસ છોડીને મારે......"

"હવે, એવું ન બોલશો, હાં!" મેડમ ડેમીડા જરા લટકો કરતાં બોલી:—"હું જાણું છું—મેં સાંભળ્યું છે જ—કે જ્યાં તમે જનાર છો ત્યાં તમને અમારા કરતાંયે વિશેષ આનંદ-જનક વ્યક્તિઓ અને વસ્તુઓ પ્રાપ્ત થનાર છે. ને તેથીજ તમે જાઓ છો. તમે કંઇ કાચા નથી......"

"ના. ના. ના. મેડમ, એવું નથી. હું તમને ખાત્રી આપું છું કે એવું કશું નથી. અહીં તો મારે એક ફરજ તરીકે જવાનું છે; ફરજ તરીકે......"

"ત્યારે શું તમે આલ્પ્સમાં હવાફેર માટે નથી જવાના? મેં તો સાંભળ્યું હતું કે......"

"મેડમ, તમે જે કંઇ સાંભળ્યું હશે તે બધું આજ પ્રાતઃકાળની એક ઘટનાથી ઉથલપાથલ થઇ ગયું છે!"

"એમ?" મેડમ ડેમીડા અત્યંત ઉત્સુકતાથી બોલી:—"એવી તે શું ઘટના બની? મને કહો જોઇએ વારૂ."

"બહુ લાંબી ને અર્થ વગરની વાત છે." કાર્ડીનલ મહારાજે તેને ઉડાવવા પ્રયત્ન કર્યો.

"લાંબી હોય કે ટુંકી, જરા મને કહો તો ખરા." એ શબ્દો બોલતાં ડેમીડાએ એક મધુરૂં હાસ્ય ને નેત્રોનો નાચ કર્યો.

અને કોની મગદુર છે કે મેડમ ડેમીડાને એક વાત અધુરી જણાવ્યા પછી તેના વિષે એને સંતોષકારક વિગતો પૂરી પાડયા વગર એના પંજામાંથી છટકી જઈ શકે? મેડમ ડેમીડાનું અનુપમ શરીરસૌંદર્ય, એના મુખપરનું આછું આછું હાસ્ય, એનાં નેત્રોની કીકીઓનો મનોવેધક નાચ અને એના હાથના અચૂક અભિનય—એ બધાં એવી તો ઇંદ્રજાળ ઉત્પન્ન કરતાં હતાં કે સામો માણસ ગમે તેવી મજબુત ઇચ્છા શક્તિવાળો હોય તોયે તે પળવાર મોહમાં પડી પાણી પાણી થઇ જાય, અને પોતે કોઇને ન કહેવાનો નિશ્ચય કરેલો હોય એવી વાતો પણ તેની આગળ એક બાળકની પેઠે આજ્ઞાંકિત બની જઇને જાહેર કરી દે. કાર્ડીનલ મહારાજ તો એક સાધુ પુરૂષ હતા, દુનિયાથી વિરક્ત હતા, જગતની જંજાળથી મુકત હતા. છતાં તેમનેયે મનુષ્યનું હૃદય હતું—એ હૃદયને મનુષ્યના જેવીજ સુખદુઃખ આનંદઉદ્વેગની લાગણીઓ હતી. એમણે એ લાગણીઓ ઉપર અમુક અંશે કાબુ મેળવેલો, એ ખરૂં; પણ તેથી કંઇ તેનો જુસ્સો સંપૂર્ણ રીતે નિર્મૂળ થયો નહતો. તે તરફ લક્ષ રાખી જોતાં કાર્ડીનલ મહારાજ મેડમ ડેમીડાના આકર્ષણથી મોહ પામીને નહિ, તો અંજાઇને—પોતાની બધી વાતો કહી દે તો તેમાં કશું વધારા પડતું કે અક્ષમ્ય નહિજ ગણાય.

કાર્ડીનલ મહારાજે બધી વાત કહી. પોતે કેટલા બધા વખતથી આલ્પ્સ પર્વતમાં આવેલા કાર્લ્સબાડ મથકે જઇ થોડા દિવસ હવાફેર માટે ગાળવાનો નિશ્ચય કરેલો. અને

અમલમાં મૂકવાની અણી પર આવતાં તે નિશ્ચય આજે સવારે પોતે જોસફ રાજાની લીધેલી મુલાકાતને લીધે કેવો ઉધો વળી ગયો; અને પોતે કાર્લ્સબાડ ઉપડવાને ગાંસડા પોટલાં બાંધેલાં, તેને બદલે પીટર્સબર્ગની મુસાફરી અચાનક કેવી રીતે હાથ ધરવી પડી—તેનો બધો દુ:ખદ પણ રસિક હેવાલ તેમણે મેડમ ડેમીડાને ખિન્ન હૃદયે કહી સંભળાવ્યો.

મેડમ ડેમીડાનું અંતઃકરણ બહુજ કોમળ હતું—(વખત આવ્યે થઇ શકતું હતું) કાર્ડીનલ મહારાજની વાત સાંભળી તેને બહુજ દુ:ખ થતું દેખાયું. એની આંખોમાં એક બે આંસુ પણ આવ્યાં. તે બોલી:

"આપની સ્થિતિ હું સમજી શકું છું. એક માણસને અમુક રમણીય સ્થળે વિહાર કરવાની—રહેવાની—તક મળે, ત્યાં જવા માટે તે બધી તરફથી તૈયાર પણ થઇ જાય અને તે વખતે અચાનક તેને પોતાની યોજના ફેરવી નાંખવી પડે તે કેટલું બધું દુઃખમય લાગે, તે હું સારી પેઠે સમજી શકું છું. જો આ બાબતમાં હું આપની કાંઇપણ સેવા કરી શકું તેમ હોય તો ફરમાવો. આપની સેવા કરવામાં મને ભારે આનંદ થશે."

"તમે શું કહો છો તે હું સમજી શકતો નથી." કાર્ડીનલે અત્યંત ઉત્સુકતાથી કહ્યું.

"એટલે એમ કે આજેજ રાત્રે હું પીટર્સબર્ગ જવાની છું."

"હેં ? ખરેખર ?"

" હાજી. એટલે જો આપ મને સોંપી શકતા હો, મને આ કામ સોંપવામાં આપને કાંઇ અડચણ ન હોય, તો હું આપનું-અથવા ખરી રીતે તો રાજા ફ્રાન્સ જોસફનું-આ પ્રણયદૂતીકાર્ય કરવા તૈયાર છું." છેલ્લા શબ્દો બોલતાં ડેમીડાએ ફરી હાસ્ય કર્યું.

"મેડમ, તમારી મારા પ્રત્યેની આ સહાનુભૂતિ અને હેતની લાગણીને માટે હું તમારો હંમેશનો આભારી છું. આ કાર્ય તમને સોંપવામાં મને શાની અડચણ હોય ! જો કે એ વાલસેટો પહોંચાડવાનું કાર્ય અને તેને લગતી બધી હકીકત ગુપ્ત રાખવાની છે એ ખરૂં, પણ તમારી મારા પ્રત્યેની સહાનુભૂતિ જોતાં તમે એ બાબત ગુપ્ત રાખવા માટે પૂરતી સંભાળ તો લેશોજ એવી મારી ખાત્રી છે."

" અલબત્ત " ડેમીડાએ ખાત્રી આપી.

" પણ એ વાલસેટો પહોંચાડવાની કડાકુટ તમને સોંપતાં હું અચકાઉં છું તેનું કારણ છે..."

" તે વળી શું છે ?"

" એ અમૂલ્ય વાલસેટો એટલાં બધાં નાજુક છે અને તે પ્રમાણમાં એટલી બધી જગા રોકે છે, કે મુસાફરી દરમ્યાન એને સાચવવાં એ તમને મોટી ચિંતાનું કારણ થઇ પડશે. મને લાગે છે કે આ નાહકના બોજાને લીધે તમારે ટ્રેનમાં આખો વખત અખંડ જાગરણ કરતા રહેવું પડશે-તમને ઉંઘવાનો......"

" આપને એવી ક્ષુદ્ર ચિંતા કરવાનું કંઇજ કારણ નથી.

આપ ખાત્રીથી માનજો કે માત્ર એકાદ જાગરણથી હું આપની આવી સારી સેવા કરી શકતી હોઉં, તો એનાથી મારા દેહને કશું નુકસાન થવાનું નથી." મેડમ ડેમીડાએ ઉત્સાહપૂર્વક કહ્યું:—"છતાં આપને ખાત્રી કરવી હોય તો મને એકવાર એ વાલસેટો જોવા દો. તે જોઇને હું આપને કહી શકીશ કે મારાથી તે સહીસલામત લઇ જવાશે કે નહિ."

ખરી વાત તો એમ હતી કે જ્યારથી હોફબર્ગ દેવળ-માંના વાલસેટનું નામ કાર્ડીનલ મહારાજે દીધેલું, ત્યારથીજ મેડમ ડેમીડાના ચિત્તમાં તે વાલસેટો જોવા માટે ચટપટી થઇ રહી હતી. વાલસેટાનો આખો રસમય ઇતિહાસ એને માલમ હતો એટલુંજ નહિ, પણ તેની ગુપ્ત ચાવી અને ચોરખાના વિશે પણ તેને બારીક માહિતી હતી. એ માહિતી એણે કેવી રીતે મેળવી હતી તે પણ એક ભેદ હતો.

કાર્ડીનલ મહારાજ પાસે હોફબર્ગ દેવળનાં વાલસેટો આવ્યાં છે, અને તેઓ તેને પીટર્સબર્ગ સુધી પહોંચાડવાના કામને એક ભારે વેઠ જેવું સમજીને ખિન્ન થાય છે એમ જ્યારે મેડમ ડેમીડાએ જોયું, ત્યારે એના મનમાં એકદમ કેટલાક તોફાની વિચારો જાગ્રત થયા. "આ વાલસેટો પહોં-ચાડવાનું કામ હું માથે લઇ લઉં?" એવો પ્રશ્ન તેના અંત-રમાં ઉદ્દભવ્યો. તે પ્રથમ તો કાંઇ નક્કી કરી શકી નહિ. પણ બે ચાર મિનિટમાંજ તેણે નિશ્ચય કરી નાંખ્યો. "ગમે તેમ કરીને પણ મારે આ વાલસેટો મારા કબજામાં લેવાંજ જોઇએ"

કાર્ડીનલ મહારાજ તેને વાલસેટો બતાવવાને ઉઠયા. તે

હજુ વોલેનના ઓરડામાંજ ટેબલ પર પડ્યા હતા. ડેમીડાએ કાર્ડીનલ મહારાજની સાથે તે ઓરડામાં પ્રવેશ કરતાં પૂછ્યું:

“ કેમ ? વોલેન નથી ? ”

“ ના, બહાર ગયો છે. અમે હવે આ શહેર છોડી જવાના, એટલે મારી પેઠે એને પણ એના સ્નેહી સંબંધીઓને મળવાનું હોયને ! એટલે મેં એને તેમ કરવા રજા આપી છે.”

“ આપ ખરેખર ઉદાર છો.” ડેમીડાએ એટીકેટ પ્રમાણે કાર્ડીનલ મહારાજનાં વખાણ કરતાં કહ્યું.

ત્યાં ટેબલ પર એક સ્વચ્છ ચાદરના કકડાથી વાલસેટો ઢાંકેલા હતાં. કાર્ડીનલ મહારાજે કકડો ખેંચી લીધો, તે વખતે આખા ઓરડામાં જાણે અવનવો પ્રકાશ ફેલાઈ રહ્યો. ઝગઝગાટ મારતા રત્નજડિત વાલસેટો જોઈને ડેમીડાના મુખમાંથી ઉદ્‌ગાર નીકળી પડ્યાઃ—“અહાહા! કેવા સુંદર છે ! કેવા રમણીય છે ! જોસફ રાજાએ પોતાની પ્રિયાને માટે ભેટ તો ખરેખરી શોધી કહાડી છે. રાજકુમારી મેરીઆના આ મનોહર વાલસેટો જોઇને જરૂર ફીદા ફીદા થઈ જશે, એમાં કાંઇ શક નથી.”

“તે તો ખરૂં. પણ મનોહરની સાથે તે નાજુક કેટલાં બધાં છે તે તો જૂઓ !” કાર્ડીનલ મહારાજે કહ્યું:—“ આવી નાજુક તકલેદી વસ્તુને સેંકડો માઇલની મુસાફરી કરી સહીસલામત લઇ જવી એ મારા જેવા બાવાજીને માથે કેવી આફત ગણાય ! ”

ડેમીડાએ હસતાં હસતાં કહ્યું:—“ આપની વાત તો સાચી છે. આપના જેવા વિરક્ત સાધુને આવું ચિંતાભરેલું કામ

સોંપીને જોસફ રાજાએ ખરેખર મુશ્કેલીમાં ઉતાર્યા છે એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. ઉલટું મને તો એક બીજો પણ વિચાર આવે છે..."

"શું!" કાર્ડીનલે પૂછ્યું.

"આ વાલસેટો રાજાની પ્રિયતમાને ભેટ આપવાનાં છે ને!"

"હાસ્તો."

"એટલે એ તો પ્રેમની ભેટ થઈ. જો કોઈને ખબર પડે કે પોપ મહારાજના પ્રતિનિધિ પ્રેમની ભેટો લાવવા લઈ જવાની કાસદગીરી પણ કરે છે, તો—તો—મને લાગે છે કે આજ સુધીની આપની શુદ્ધ કીર્તિને જરૂર ધોકો પહોંચે..." ડેમીડાએ કંઈક સંકોચાતાં સંકોચાતાં કહ્યું.

"હંહંહં! એ ખ્યાલ તો મને આવ્યોજ ન હતો." કાર્ડીનલ મહારાજ એકદમ બોલી ઉઠ્યા: "સારૂં થયું કે તમે મને એ ખ્યાલ આપ્યો. મેડમ, મારે ખરેખર તમારો ઉપકાર માનવાનો છે. ને જો તમે આ પ્રણય-દૂતના કાર્યમાંથી મને બચાવો, તો હું મૃત્યુ પર્યંત તમારો ઋણી થઈશ."

"હું આપને મદદ કરવા તો તૈયાર છું પણ-"

ડેમીડાએ આબાદ તીર માર્યું હતું. તે તીરથી ઘવાઈને કાર્ડીનલ મહારાજ હવે તો તેને વિનંતિ કરવા લાગ્યા, અને કોઈ પણ અગવડ વેઠીને આ વાલસેટો પહોંચાડવાનું કાર્ય પોતાને માથે લઈ લેવાને તેને આગ્રહ કરવા લાગ્યા. તે જોઈને ડેમીડાએ જરા દોરી ખેંચવા માંડી.

"પણ—આ વાલસેટો બહુજ નાજુક છે, એને બહુજ સંભાળથી લઇ જવાં પડશે..."

"મારે ખાતર એટલું કરો. મેડમ, મારે ખાતર એટલી અગવડ ભોગવી લ્યો. હું તમારો આભાર નહિ ભુલું."

"પરંતુ આપ મને આ વાલસેટો સોંપો છો તેની રાજાને ખબર પડશે તો!"

"તેની કાંઇ ચિંતા નહિ કરો. હું રાજાને સમજાવીશ. ને કહીશ કે, તમારા વાલસેટો મારા કરતાં પણ વધારે યોગ્ય ને ચાલાક કાસદ દ્વારા મોકલ્યાં છે."



## પ્રકરણ ૧૨ મું.

### શ્રી ગણેશા બેઠા

"ખુચખુચ, ખુચખુચ, ખુચખુચ..." કરતું આસ્ટ્રીઅન સ્ટેઇટ રેલ્વેનું એક એન્જીન પોતાની પાછળ ડબ્બાઓની લંઘારની લંઘારને ખેંચી જતું હતું.

એ ડબ્બાઓમાં કેટલાક સેકન્ડ કલાસના હતા, કેટલાક ફર્સ્ટ કલાસના પણ હતા. બાકીના થર્ડ કલાસના હતા. તેમાં સ્ત્રી, પુરૂષ, વૃદ્ધ, બાળક મુસાફરોને બકરાંની પેઠે ચીકાર ભરવામાં આવ્યાં હતાં. ફર્સ્ટ અને સેકન્ડ કલાસના ડબ્બાઓ માટે ખુબ કાળજી રાખેલી હતી. એક એક મુસાફરને માટે લગભગ અડધો ડબ્બો રોકાતો અને તેટલા ભાગમાં જાણે તેનું આખું ઘરજ સમાવી દીધેલું હતું. એ ડબ્બાઓમાં બેસ-

નાર મુસાફરોની કમ્મર રખેને બેવડ વળી જાય તેટલા માટે તેની નીચે કમાનો પણ એવી તેજદાર અને કોમળ ગોઠવેલી કે જાણે વિમાનમાં બેઠા હોઇએને ! એવોજ ભાસ થાય.

ફર્સ્ટ કલાસના એક મોટા કંપાર્ટમેન્ટમાં બે સ્ત્રીઓ બેઠી હતી. તેમાંની એકે અત્યંત સુંદર અને કીંમતી વસ્ત્રાભૂષણો ધારણ કરેલાં હતાં. બીજી દેખાવમાં સાધારણ હતી; તેણે વસ્ત્રો સાદાં પણ સ્વચ્છ પહેર્યાં હતાં.

" રોઝા, ઓડરબર્ગ હજુ કેટલું દૂર છે ? ટાઇમ–ટેબલ ઉઘાડીને જો તો." પેલી સુંદરીએ પોતાની દાસીને આજ્ઞા કરી.

રોઝાએ ચામડાની બેગમાંથી ટાઇમ–ટેબલ કાઢયું. કોષ્ટક તથા ઘડિયાળ જોઇને થોડીવારે બોલી:–" હવે ઓડરબર્ગ જ આવશે."

" ઠીક. સ્ટેશન આવે ત્યારે તું જરા સાવચેત રહેજે. ઇન્સ્પેક્ટરો આપણને પજવવા આવશે. પણ તું સામાન બતાવવાની નાજ પાડજે." મેડમ ડેમીડાએ કહ્યું.

" ઇન્સ્પેકટરો તપાસવા તો ઘણુંયે આવે, પણ હું તેમને સામાનને હાથ પણ કેમ લગાડવા દઇશ ?" રોઝા લટકા કરતાં બોલી:—" તમને ખબર છે ? બાઇસાહેબ, આપણે એમ કહીએ કે અમે તો વીએનામાં સામાન રજીસ્ટર કરાવેલો છે એટલે તે લોકો સામાન તપાસ્યા વગર જવા દે છે."

" એમ ? "

રોઝાએ કંઇ જવાબ આપ્યો નહિ. કારણ કે આ બાબતની તેને કંઇ ખાત્રી નહતી. માત્ર તેણે સાંભળેલી વાત કહી

હતી. બાર્કસાહેબ જો એ યુક્તિ અજમાવવાને સંમતિ આપે તો પોતાને બધી ટંકો ને બેગો ખોલવાની તસ્દી ન લેવી પડે એવા મુદ્દાથી તેણે આમ કહ્યું હતું.

પરંતુ મેડમ ડેમીડાએ તો એ વાત પર કાંઈ લક્ષ આપ્યું નહિ. રોઝાને ટુંકો પ્રશ્ન પૂછીને તે ઉંડા વિચારમાં પડી ગઈ હતી. એની સામેની બેઠક ઉપર પેલા રત્નજડિત નાજુક વાલસેટો પડેલા હતા. તેના ઉપર અત્યારે બધીજ જગાએથી કાગળ અને કપડાં વિંટી લીધેલા હતા અને બંનેને એક એક કાર્ડનો ટુકડો બાંધી ઉપર લખેલું હતું:—

Fragile & Precious; with Care.
Property of His Eminence Cardinal d'Orsay.

( પાર્સલ કીંમતી ને નાજુક છે. સંભાળથી અડકવું. પરમપૂજ્યશ્રી કાડીર્નલ મહારાજનું છે. )

વાંચકને ભાગ્યેજ કહેવાની જરૂર પડશે કે મેડમ ડેમીડા રાજકુમારી મેરીઆનાને ભેટ આપવાના વાલસેટો કાડીર્નલ મહારાજને ત્યાંથી ઉપાડી લાવીજ હતી. પોતાને ત્યાં આવીને એણે એક વાલસેટને બારીકાઇથી તપાસી જોયું. કેટલીક મહેનત પછી, કેટલાક અખતરા પછી એને ચાંપનું બટન હાથ લાગ્યું. તેણે બટન દબાવ્યું. વાલસેટની વૃક્ષાકૃતિના થડનો પાછલો ભાગ ખુલ્લો થયો.

મેડમ ડેમીડાને અચાનક એક વિચાર આવ્યો. અને તે વિચાર આવતાંજ એનું મુખ આનંદથી પ્રફુલિત થઇ ગયું.

" મારે મારા ગયા બે મહિનાના રીપોર્ટ પીટર્સબર્ગ

પહોંચાડવાના છે. તો તે રાખવાને માટે હું આ વાલસેટનો ઉપયોગ કરૂં તો કેમ ?"

છેલ્લા બે મહિનાના રિપોર્ટમાં કંઈ કંઈ કાવતરાંબાજીની વિગતો, અને નિહિલિસ્ટ રૂશીઅનોનાં કામકાજના હેવાલ આવતા હતા. મેડમ ડેમીડાએ એ હેવાલો ગુપ્ત રીતે મેળવેલા હતા, અને તે ગુપ્ત રીતે પીટર્સબર્ગની હેડઓફીસે પહોંચાડવાના હતા.

વાંચનાર, મેડમ ડેમીડા એક જાસુસ હતી, રૂશીઅન છુપી પોલીસ ખાતાનું એક અંગ હતી એ વાત કંઈ હવે તારાથી છુપાવી શકાય તેમ નથી. તને કદાચ જાણીને આશ્ચર્ય થશે કે આજકાલ યુરોપખંડના દેશોના ગુપ્તચર ખાતાંઓ એટલી બધી હદ સુધી વધારી મૂકવામાં આવ્યાં છે અને તેની પાછળ ખર્ચ પણ એટલો બધો કરવામાં આવે છે કે એ ખાતાં જાણે રાજકારભારનું એક મુખ્ય અંગજ હોય તેવી સ્થિતિ થઈ પડી છે. જર્મની, ઓસ્ટ્રીઆ, રૂશીઆ, તુર્કસ્તાન વગેરે દેશોના ગુપ્તચર ખાતાઓમાં હજારો માણસો કામ કરે છે. દરેક દેશની રાજધાનીમાં એક મોટી ગંજાવર ઓફીસ હોય છે. તેમાં તે દેશના બધાએ શહેરોના મુખ્ય મુખ્ય માણસો, રાજદ્વારી નેતાઓ, ભાષણકર્તાઓ વગેરેના કામકાજ, રહેણી કરણી, ગુપ્ત વિચારો વગેરેની બારીક વિગતોવાળા ચોપડા રાખવામાં આવે છે. ઉપરાંત બીજા દેશોમાં રહેતી પોતાની પ્રજાનાં માણસો ક્યાં છે, શું કરે છે, કોની સાથે સંબંધ રાખે છે, કોને ત્યાં જમવા જાય છે, શું વિચાર ધરાવે છે, વગેરે હકીકતો પણ એ ખાતા તરફથી

મેળવવામાં આવે છે. આ કામને માટે તેમણે સંખ્યાબંધ માણસોને પગારથી રોકેલા હોય છે. તે માણસો જુદા જુદા વેશમાં, જુદી જુદી વસ્તુઓ વેચનાર ફેરીઆ તરીકે ઠેકાણે ઠેકાણે ફરતા રહે છે. દરેક શહેરમાં અને દરેક નાનાં નાનાં ગામમાં તેમના એક, બે કે વધુ એજન્ટો રહે છે. તેમની પાસે બધી હકીકતો ભેગી થાય છે; એટલે [illegible] ગુપ્તચર દ્વારા હેડ ઓફીસ પર પહોંચાડવામાં આવે.

એ હકીકતો પહોંચાડનાર માણસો પણ ફેરીઆ અથવા ભીખારી તરીકે આમથી તેમ રખડતા ફરે છે; અને વખતો-વખત ધારણ કરેલા સ્વાંગમાં ફેરફાર કરવા છતાં પોતાનું જાસુસી કામ તો ચલાવ્યાજ કરે છે. જ્યારે લડાઇ ચાલતી હતી ત્યારે (અને ત્યાર પછી પણ) બીજા દેશો શું કામ કરે છે; લશ્કર, દારૂગોળો, વિમાન વગેરે વધારે છે કે કેમ? અથવા બીજી શી શી વ્યૂહરચના અને વૈજ્ઞાનિક શોધ કરે છે, તેની છૂપી ખબર આ છૂપી પોલીસ અથવા ગુપ્તચર ખાતાના માણસો દ્વારા મેળવવામાં આવતી હતી. એ કામ માટે ગુપ્તચર ખાતા તરફથી અનેક રૂપાળી યુવાન સ્ત્રીઓનો પણ ઉપયોગ કરવામાં આવતો. આ સૌંદર્યવતી લલનાઓ જૂદા જૂદા દેશોમાં જાય અને ત્યાં પોતાનો જાણે સ્થાયી નિવાસ બનાવે. તે સ્થળની અમુક અમુક વ્યક્તિઓને પોતાના સૌંદર્યથી લલચાવી, મોહમાં નાંખી, દારૂ પીવડાવી, અનેક યુક્તિ-પ્રયુક્તિ વડે તેની પાસેથી ગુપ્ત બાતમીઓ મેળવતી જાય અને પાછલે હાથે ફેરી ફરતા ગુપ્તચરો મારફતે પોતાના દેશની

હેડ ઓફીસે પહોંચાડે. આવા પ્રકારનાં ગુપ્તચર ખાતાં યુરોપમાં આજે પણ બધા દેશમાં ચાલી રહ્યાં છે.

મેડમ ડેમીડા રૂશીઅન ગુપ્તચર ખાતા તરફથી વીયેનામાં પોતાનો નિવાસ સ્થાપી રહી હતી; અને ઓસ્ટ્રીઆમાં વસતા રૂશીઅનો વિશે બાતમી મેળવવાનું કામ કરતી હતી. એની બુદ્ધિ, કામ કરવાની કુશળતા અને ચતુરતા એવી તો આબાદ હતી કે એક માત્ર યુજેન સિવાય એના કોઇ પણ નોકરને, કે રોઝા જેવી હંમેશ તહેનાતમાં રહેતી દાસીને પણ, એ જાસુસ છે એમ ખબર ન હતી.

અને વાંચનાર ! મેડમ ડેમીડા ગુપ્તચર તરીકે કામ કરતી તે ઉપરથી તું એના ચારિત્ર્ય માટે હલકો વિચાર રખે લાવતો. ડેમીડા એક ખાનદાન કુટુંબમાં જન્મી હતી. એણે ઉંચી કેળવણી લીધેલી હતી. રૂશીઅન ઉપરાંત યુરોપના ચાર પાંચ દેશની ભાષા તે બોલી શકતી હતી. એનામાં બુદ્ધિ અને ચાતુર્ય અજબ જેવી રીતે ખીલેલાં હતાં. બોલવે ચાલવે અને સમયસૂચકતામાં એનો જોટો આખા રૂશીઆમાં મળવો મુશ્કેલ. જ્યારે એનાં વડીલો ગુજરી ગયાં ત્યારે એને એમજ વિચાર થયો કે મારી આટલી શક્તિ, આટલી બુદ્ધિ, આટલું વાક્ચાતુર્ય, આટલી કાર્યકુશળતા—એ બધાં વડે હું મારા દેશની—રાજ્યની—સેવા સરસ રીતે કરી શકું, ને કરૂં, તો તેમાં શું ખોટું ? શું પરદેશીઓના ઓચિંતા હુમલાથી મારા દેશનું રક્ષણ કરવું એ મારી ફરજ નથી ?

એમ વિચારી એક દિવસ એણે ગુપ્તચર ખાતામાં જોડાઇ

કામ કરવાનું સ્વીકાર્યું; અને તરતજ વીયેનામાં આવીને રહી. એ દેખાવે સુંદર હતી; પરંતુ એણે કદિ પોતાના શરીર સૌંદર્યથી કોઇને આકર્ષવાનો કે લલચાવવાનો પ્રયત્ન સરખોયે કર્યો ન હતો. એનો દેહ તથા મન બંને પવિત્રજ હતાં. એની કાર્યવાહીની સફળતાનો બધો આધાર એની કુશાગ્ર બુદ્ધિ, સમયસૂચકતા અને વાક્ચાતુર્ય પરજ હતો. પોતાનું સૌંદર્ય અને પવિત્રતા વેચીને ગુપ્ત બાતમી મેળવવાનો એણે કદિ પ્રયત્ન કર્યો ન હતો.

આવી જાતના ગુપ્તચર, એજન્ટ અથવા જાસુસ બનવાનું કામ કંઇ સહેલું નથી. એવા જાસુસ બનનારને બધી તરફથી ખૂબ સાવચેતી રાખવી પડે છે; કેટલીકવાર તો તેમને ભારે અપમાન પણ વેઠવાં પડે છે. એકવાર કોઇ ઑસ્ટ્રીઅન અમલદારે મેડમ ડેમીડાના પાણીના કુંજામાંથી જાસુસી બાતમીઓવાળાં કાગળીઆં કાઢેલાં તે વાત સાચીજ હતી. તે વખતે તે અમલદારને અને તેની આસપાસના લાલીઆ-જમાલીઆઓને કેટલી બધી લાંચો આપવી પડેલી તેનો તો તમને ખ્યાલ પણ ન આવે; છતાં તેમનું પેટ ભરાતું ન હતું. એ લાંચ નહિ આપી હોત ને મેડમ ડેમીડા રૂશીઅન જાસુસ છે એવી વાત અમુક અમુક કાને ગઇ હોત તો તો મેડમ ડેમીડાનું ટોકું ધડ પર રહ્યું હોત ખરૂં કે? કેમ કહી શકાય? જાસુસ બનનારને પહેલી ચાલાકી તો પોતે જાસુસ છે એ વાત છુપાવવામાં વાપરવી પડે છે. તે એટલે સુધી કે ખુદ પોતાના દેશના માણસો, અમલદારો અને ગુપ્તચર ખા-

તાના બીજા નોકરોથી પણ તે વાત છૂપાવવી પડે છે. તેમ ન કરે તો—વાતને તો વા લઇ જાય છે—કઇ ઘડીએ જાસુસનું ડોકું ધડથી છૂટું થશે, તે કહી શકાય નહિ.

એજ કારણથી મેડમ ડેમીડાને પોતે એકઠી કરેલી ગુપ્ત બાતમીઓના કાગળીઆં જીવની પેઠે સાચવીને રાખવાં પડતાં હતાં. એક બે કાગળો હોય તો તે પોતાના ઝભ્ભાના અંદરના ગજવામાં સંતાડે. પણ આ તો અનેક વાતો અને બનાવોના હેવાલની બારીક વિગતો અને તેમાંના કેટલાકનાં તો ચિત્રો તથા ફોટા પણ હતા. એ બધું ગુપ્ત રીતે ઓડરબર્ગથી પસાર કરી લઈ જવું એ કાંઇ સહેલું કામ ન હતું.

\+ + +

મેડમ ડેમીડાએ કાર્ડીનલ મહારાજના વાલસેટનો શું ઉપયોગ કર્યો હશે તે હવે તો વાંચકે કલ્પીજ લીધું હશે. થડના પોલાણમાં પોતાના ભેદી કાગળીઆંનું બંડલ ગોઠવી દીધું હતું. એક વાલસેટમાં બધા કાગળીઆ સમાઇ જવાથી તેણે બીજાને —જે વાલસેટમાં વોલેને પોતાના ભયંકર ભેદી કાગળીઆ સંતાડયા હતા તેને—છેડવા તસ્દીજ લીધી ન હતી.

\+ + +

રોઝાએ ટાઇમટેબલ બંધ કરી પાછું બેગમાં મૂકયું. પછી થોડીજ વારમાં ટ્રેનનો વેગ ધીમો પડવા માંડયો. ડેમીડાએ બારીમાંથી ડોકાવી બહાર જોયું. કેટલેક દૂર સ્ટેશનનું રાતા નળીયાંવાળું છાપરૂં દેખાતું હતું.



# પ્રકરણ ૧૩ મું.

## હાય, આફત !

રાત્રે લગભગ સાડાનવ વાગે વોલેન બહારથી ફરીને આવ્યો. તે આજે ઘણોજ આનંદમાં હતો. પ્રફુલિત હૃદયે તે પોતાના બધા મુખ્ય મુખ્ય સ્નેહી સંબંધીઓને મળી આવ્યો હતો. પોતે બહારગામ જનાર હોવાથી તે સર્વને છેલ્લી સલામ કરી આવ્યો હતો. એક માત્ર મેડમ ડેમીડાને મળવાનું રહ્યું હતું. પણ તેને મળવા માટે તો કાલે ઘણો વખત છે. સૌ થઈ રહેશે, એમ એણે ધાર્યું હતું.

ખરી વાત તો એમ હતી કે મેડમ ડેમીડાને ત્યાં મળવા જવાને એના પગ અચકાતા હતા. બીજા અનેક મોટામોટા અમીરઉમરાવોની પેઠે એ પણ મનમાં ડરતો હતો.

બીજા અમીરઉમરાવોની પેઠે વોલેનને પણ એવી શંકા હતી કે મેડમ ડેમીડામાં કંઈક ભેદ છે, તે કંઈક ભેદભર્યાં કામો કરે છે. વળી એ જાસૂસ છે એમ પણ એના સાંભળવામાં આવ્યું હતું. એટલે—અને ખાસ કરીને પેલી કાર્નિવલની રાત્રે નાટકશાળાના ઓટલા પર એણે પોતાના પર છાપો માર્યો હતો તેથી—વોલેન અત્યારે તો મેડમ ડેમીડાનો પડછાયો જોતાં પણ ડરતો હતો.

એ તો ઠીક. પણ મેડમ ડેમીડા વિષેના વિચારોની પળો બાદ કરતાં વોલેન આજે જેટલો ઉત્સાહમાં અને આનંદમાં

દેખાતો હતો, તેટલો એની જીંદગીમાં પહેલાં કદિ પણ નહતો. મુકામે પાછા ફરતાં રસ્તામાં એને નિહિલિસ્ટ મંડળનો એક સભાસદ મળ્યો હતો તેને એણે (કાનમાં) એમ પણ કહી નાંખ્યું હતું કે—"ફાવ્યા, દોસ્ત, મંડળના કામ-ળીઆ બીલકુલ સહીસલામત ટેરેન્ડ્યુને પહોંચી ગયાજ સમજજો! કશીયે ચિંતા કરશો નહિ. મને એક એવી તો આબાદ યુક્તિ જડી છે કે છૂપી પોલીસનો દેવ પણ તે પત્રોને શોધી શકે એમ નથી. વગેરે"

વોલેન હસતો હસતો આવ્યો. કાર્ડીનલ મહારાજ ઉંઘવાની તૈયારી કરે તે વખતે દરરોજ રાત્રે "ગુડ-નાઈટ" કહી આવવાનો એણે રિવાજ રાખ્યો હતો. તે પ્રમાણે કહેવાને માટે એ સીધો તેમનાજ ખંડમાં દાખલ થયો.

એને જોતાંજ કાર્ડીનલ મહારાજ ઉત્સાહથી ઉભા થઇ બોલી ઉઠ્યા—"કેમ બેટા, ફરી આવ્યો? મારે તને એક આનંદના સમાચાર સંભળાવવાના છે..."

"એમ?" વોલેને તેવાજ ઉત્સાહથી જવાબ આપ્યો:—"આજનો દિવસ બહુજ ભાગ્યશાળી હોય એમ લાગે છે. હું પણ મારા બધાંયે સ્નેહી સંબંધીઓની મુલાકાત લઇ આવ્યો છું. વારૂ...આપ શું આનંદના સમાચાર આપો છો?"

"એ તો પેલા વાલસેટ વિષે છે." કાર્ડીનલ મહારાજે કહ્યું—"તું ગયા પછી, સાંજે, ડેમીડા અહીં આવી હતી..."

"કોણ? મેડમ ડેમીડા?"

"હા, તેસ્તો. મેં તેને વાલસેટ વિષેની બધી વાત કરી

અને એ વાલસેટ પહોંચાડવાને ખાતર મારે કાર્લસબડનો રમ્ય પ્રવાસ ત્યજવો પડે છે તે વિષેની બધી વાત કહી. એટલે એણે વાલસેટો પહોંચાડવાનું કામ પોતાને માથે લેવાની ખુશી બતાવી. એ આજે રાત્રેજ અગીઆરની એક્સપ્રેસમાં પીટર્સબર્ગ જવાની છે એટલે વાલસેટ સાથે લઇ ગઇ છે. હવે મારે પીટર્સબર્ગનો દુ:ખમય પ્રવાસ કરવાની જરૂર રહી નથી. ”

વોલેનના મુખ પરનો આનંદ અલોપ થઇ ગયો; એના હૃદયમાં ધબધબ ધબકારા થવા લાગ્યા. ગભરાતે–ત્રુટતે–સાદે તે બોલ્યો:—

“ શું–ત્યારે–આપે–વાલસેટો–તેને–સોંપી–દીધાં–છે ? ”

“ હા. મારાવતી તે રાજકુમારીને પહોંચાડશે. હવે હું ખુશીથી કાર્લસબડ જઈ શકીશ...પણ...આમ કેમ ? વોલન, તને શું થાય છે ! તું ધ્રૂજે છે કેમ ? વાલસેટો મેડમ ડેમીડાને સોંપવામાં કંઇ જોખમ તો નથીને ?”

વોલેનનું શરીર ખરેખર ધ્રૂજતું હતું. તેનો ચહેરો ધોળો પૂણી જેવો થઇ ગયો હતો. તેને ચક્કર આવતાં હતાં. પાછળના એક કબાટનો ટેકો એણે લીધો ન હોત તો એ ખરેખર પડીજ ગયો હોત.

મારા મંડળના ગુપ્ત પત્રો મેડમ ડેમીડાના હાથમાં ! રૂશીઅન જાસુસના હાથમાં ! હાય ! હવે શું થશે ?

સત્યાનાશ !

પણ વોલેન અત્યારે કાર્ડિનલ મહારાજની સામે ઉભો

હતો. તેમની આગળ એણે ગમે તેમ કરીને સ્વસ્થ રહેવુંજ જોઇએ. મહા મહેનતે પોતાનું બધું કૌવત એકઠું કરી, સ્વસ્થ થઇ તે બોલ્યો:—

"જોખમ! જોખમ તો કોણ જાણે? પણ આપે વાલસેટો બીજાને આપી દઇને ઠીક નથી કર્યું. હશે. હું ઉંઘી જાઉં છું. આપ પણ નિદ્રાવશ થાઓ. ગુડનાઇટ!" એમ બોલીને તેણે પીઠ ફેરવીને ચાલવાજ માંડ્યું. એનાથી હવે વધારે વાર થોભાય એમ નહતું.

કાર્ડીનલ મહારાજે "ગુડ–નાઇટ" કહ્યું અને વિજળીનું બટન દાબી ઓરડામાં અંધકારનું સામ્રાજ્ય સ્થાપ્યું. પોતાને હવે કાર્લસબડ જવાની તક મળી, તેના આનંદમય વિચારોના ઉભરામાં તેમને વાલસેટોની સુપરત બાબતમાં વૉલેને બતાવેલી અજબ જેવી વર્તણુંક પર વિચાર કરવાનો ખ્યાલજ આવ્યો નહિ. અને થોડીવારમાં કાર્લસબડનાં રમણીય સ્વપ્નો જોતા જોતા તે નિદ્રાવશ થઇ ગયા.

× × ×

વીયેનાના રેલ્વે સ્ટેશન પર ફર્સ્ટકલાસના દરવાજા આગળ એક યુવાન હાંફલો ફાંફલો દોડતો આવ્યો. ત્યાં ઉભેલા એક પોર્ટરને પૂછ્યું:—"એક્સપ્રેસ ગઇ કે?"

"ઉપાડયાને વીશ મિનિટ થઇ." પોર્ટરે ટુંકોજ જવાબ આપ્યો.

"હેં?" યુવાન બીચારો નિરાશ થઇ ગયો; છતાં ઉતાવળો ઉતાવળો પ્લેટફોર્મ પર ગયો; ને ફાંફાં મારવા લાગ્યો.

પોર્ટરોને પૂછવા લાગ્યો કે—અમુક અમુક નિશાનવાળી અમુક કપડાં પહેરેલી એક યુવાન સ્ત્રીને એ મોટાં અમૂલ્ય વાલસેટ લઈને જતાં કોઇએ જોઇ હતી?

“ હા—ના—કોણ જાણે ?—ધ્યાન નથી—” એમ પોર્ટરો ગમે તેવા જવાબ આપતા હતા.

એ વખતે વેલેનનો દેખાવ ખરેખર ફોટો લેવા જેવો હતો. મેડમ ડેમીડા જાણે એના શરીરમાંથી જીવ કાઢીનેજ લઇ ગઇ હતી. અને નિષ્પ્રાણ ખોળીયું લઇને એ આમથી તેમ રખડતો હતો.



## પ્રકરણ ૧૪ મું.

### ઓર્ડરબર્ગ આવ્યું—

ટ્રેન ધીમી ધીમી થતી ઓડરબર્ગના પ્લેટફોર્મ પર આવી અટકી. ડબ્બાઓનાં બારણાં ફટાફટ ઉઘડવા માંડયાં; અને ઉતારૂઓ નીચે ઉતરવા લાગ્યા.

મોટા કોટ પાટલૂન અને કાળી ટ્રામ—ફેશનની હેટ પહેરેલા પોલીસ ખાતાના ઇન્સપેક્ટરો સજ્જ થઇને ઉભા હતા. તેમની સંખ્યા પચાસ ઉપર હશે. તેઓમાંના કેટલાક રૂશીઅન પોલીસ ખાતાના હતા; અને કેટલાક ઓસ્ટ્રીયન ખાતાના હતા. તેમણે બધા ઉતારૂઓના સામાન તપાસવા માંડયા.

કેટલાક શક પડતા ઉતારૂઓના તો શરીર પર પહેરેલાં કપડાં પણ તેઓ બારીકાઈથી તપાસતા હતા.

મેડમ ડેમીડા અને રોઝા તો નિરાંતે પોતાના ડબ્બા-માંજ બેસી રહ્યાં હતાં. તેમને એમજ લાગ્યું કે રોફભેર એસી રહીશું તો કોઇ આપણને સામાન તપાસવાને બહાને પજવવાનું નથી.

થોડીક મિનિટ એ પ્રમાણે ગઇ ખરી. પણ પછી બારી-માંથી બહાર જોતી રોઝા અચાનક બોલી ઉઠી—“બાઇસાહેબ, એક બુઢ્ઢો ઇન્સ્પેકટર આપણા ડબ્બા—તરફ આવતો જણાય છે.”

“એમ ?”

એ પ્રમાણે બોલવા છતાં મેડમ ડેમીડા જેમ હતી તેમજ બેસી રહી. જાણે કંઇ દરકારજ ન હોયને !

તરતજ તે બુઢ્ઢો ઇન્સ્પેકટર ત્યાં આવી પહોંચ્યો; અને ડેમીડા તરફ વિવેકથી ડોકું નમાવી બોલ્યો:—“મેડમ, તમારે ઉતરીને સામાન તપાસવા દેવો પડશે.”

“અમારો સામાન વીયેનામાં રજીસ્ટર કરાવેલો છે.”

“તોયે અમારે તે તપાસવો પડશે.” ઇન્સ્પેકટરે કહ્યું.

“જો એમ કર્યા વગર નજ ચાલે એવું હોય તો ભલે, તપાસો. મારે શું ચોરીથી લઈ જવાનું છે ! કે હું વાંધો લઉં ?” એમ બોલતાં મેડમ ડેમીડા નીચે ઉતરી.

રોઝા પણ બોલી ઉઠી: “મારાં બાઇસાહેબ ખાનદાન કુટુંબનાં છે....”

પણ તે કશાની પેલા બુઢ્ઢા પર કંઇ અસર થઇ નહિ;

તેણે તો કહ્યું–"આપ ગમે તે હો; અમારે તો અમારી ફરજ બજાવવીજ જોઈએ ને !"

મેડમ ડેમીડા બોલી:–"કંઈ હરકત નહિ; રોઝા, લે આ કુંચીનો ઝુમખો. બધી ટ્રંકો અને બેગ ખોલીને બતાવ. હું જરા વેઈટીંગ રૂમમાં જઈને બેસું છું. પણ ધ્યાન રાખજે, પેલાં કાર્ડીનલ મહારાજનાં વાલસેટ છે તેને સંભાળજે–ઉચક મેલમાં તેને ગોબો પડે નહિ."

"વારૂ. બાઈસાહેબ, તમે ચિંતા કરશો નહિ. હું બરાબર કાળજી રાખીશ." એમ કહેતાં તેણે એક ટ્રંક બહાર કાઢી ઉઘાડી.

મેડમ ડેમીડા વેઈટીંગ રૂમમાં જઈને બેઠી. તેના મનમાં કંઈ કંઈ વિચાર ચાલતા હતા. બહાર પ્લેટફોર્મ પર સેંકડો ઉતારૂઓ પોતપોતાનાં સામાન અને ગાંસડા–પોટલાં ખોલી ખોલીને બતાવવાની ધમાલમાં પડ્યા હતા. કેટલાક તે સ્થળે ઉતરી પડવાના હોવાથી અને કેટલાક નવા બેસનારા હોવાથી બધા આમથી તેમ સામાન લઈ દોડતા હતા. હમાલો અને પોર્ટરો પણ ધમ્માચકડી મચાવી રહ્યા હતા. તે બધાના ભેગા હોકારા સંભળાતા હતા. ડેમીડાના મનમાં પણ એવીજ ધમાલ ચાલી રહી હતી:–"રખેને બુઢ્ઢો ઇન્સ્પેકટર એ પુરાણા વાલસેટોનો ભેદ જાણતો હોય તો ?"

એ પ્રમાણે પાંચેક મિનિટ થઈ, ન થઈ હશે, એટલામાંજ રોઝા ગભરાતી ગભરાતી ત્યાં આવી, અને એકદમ બોલી–"બાઈસાબ, બાઈસાબ, પેલા કાર્ડીનલ મહારાજનાં

વાલસેટ ક્યાં છે?"

"કેમ! ક્યાં છે એટલે?"

"ત્યાં તો નથી. ડબ્બામાં તો નથી."

"હેં?" એમ બોલતાં બોલતાં ડેમીડા ઉભી થઈ ગઈ:–"ક્યાં ગયાં!"

"કોણ જાણે? ત્યાં...તે તો...નથી..." રોઝા તોતડાતી તોતડાતી બોલી.

ફડાક કરતું વેઈટીંગ રૂમનું બારણું ઉઘાડી મેડમ ડેમીડા બહાર નીકળી. પોતાના ડબ્બા આગળ આવીને જુએ છે, તો કમ્પાર્ટમેન્ટની બેઠક પર જ્યાં આગળ વાલસેટો મૂક્યાં હતાં ત્યાં કશું ન હતું. તે જગા ખાલી હતી.

"રોઝા, આળસુ હરામખોર રોઝા!" ડેમીડા ક્રોધથી લાલચોળ થતાં બોલી–"તું કેવી રીતે કામ કરે છે! ને કેવી રીતે સામાન સંભાળે છે? શોધી કહાડ. હમણાં ને હમણાં શોધી કહાડ. કાર્ડીનલ મહારાજનાં એ અમૂલ્ય વાલસેટો જાય ક્યાં! તેમને હું શું જવાબ દઈશ? શોધી કહાડ, નહિ તો હું તારા પરજ ચોરીનો આક્ષેપ મૂકીશ તે યાદ રાખજે."

રોઝા ગભરાતી ગભરાતી આમતેમ શોધવાને ફાંફા મારવા લાગી. ડેમીડા પણ અત્યંત ઉત્સુકતા અને ચિંતાથી બધે તપાસ કરવા લાગી. એનાં મુખ પર જોખમ અને ભયનાં ચિહ્નો સ્પષ્ટ દ્રષ્ટિગોચર થતાં હતાં. કારણ કે બેમાંના એક વાલસેટની અંદર એનાં અત્યંત ભેદી ગુપ્ત બાતમીનાં

કાગળીઆં તણાઈ ગયાં હતાં. એ કાગળીઆં ગમે તે માણસના હાથમાં ગયાં તો ?–સત્યાનાશ ! મેડમ ડેમીડા એક જાસુસ છે એ વાત આખી દુનિયાને માલમ પડી ગયા વગર રહેજ નહિ. ને તેમ થાય તો આટલા વર્ષોની સંપાદન કરેલી પ્રતિષ્ઠા, આટલા બધા મિત્રોની મિત્રતા, આટલી બધી લાગવગ, અમલદાર અને ઉમરાવ વર્ગમાં આટલું બધું માનપાન–એ બધું ઘડીના છઠ્ઠા ભાગમાં ધોવાઈ જાય; અને જે કાવતરાંખોરોની ગુપ્ત બાતમીઓ મેળવવાનું કામ તેણે આજસુધી આટલી બધી સફળતાથી કર્યું હતું, તેજ કાવતરાંખોરોની પિસ્તોલ કે તલવાર કોણ જાણે કઇ અંધારી ઘડીએ ને અંધારી જગામાં પોતાના આયુષનો અંત લાવી નાંખે ? તે વિષે કશુંજ કહી શકાય નહિ.

પરંતુ બંનેની શોધખોળ વ્યર્થજ ગઇ.

અને બધા ઉતારૂઓની તપાસ પૂરી થઇ જવાથી તેમને પાછા ગાડીમાં બેસવાની સૂચનાનો પાવો વાગ્યો.

પેલો બુઢ્ઢો ઇન્સ્પેકટર પાસેજ ઉભો હતો તે બોલી ઉઠયો–"બ્હેન, મને તો લાગે છે કે તમારા વાલસેટોને કોઇ સોનેરી ટોળીવાળોજ ઉઠાવી ગયો હશે. અહીં એવી રીતે ઘણી ચોરીઓ થાય છે. ને ઘણા ઉતારૂઓની ટ્રંકની ટ્રંકો ગુમ થઈ જાય છે."

મેડમ ડેમીડા દાંત કચકચાવીને બોલી—

"રાં...ડ રોઝા ! તારે લીધે મને કેટલું બધું નુકસાન થયું તે ભાન છે ? આ વાલસેટોની સાથે મારા કીંમતી જવા-

હીરનું એક બાકસ હતું તે પણ ગુમ થયું લાગે છે. મારે તે શોધી કહાડયા વગર છૂટકો નથી. ને તે માટે મારે અહીં ઉતરી જવુંજ પડશે. ચાલ. બહાર કાઢ મારો સામાન. જલદી બહાર કાઢ—ગાડી ઉપડવાનો વખત થઇ ગયો છે.”

રોઝાએ પોતાની પાસે ઉભેલા એક પોર્ટરની મદદથી સામાન બહાર કાઢયો. એટલે ગાડી ઉપડવાનો પાવો વાગ્યો.

ટ્રેન ધીમે ધીમે ચાલવા લાગી.



## પ્રકરણ ૧૫ મું.

### ૨૫૦૦૦નું ઇનામ

આ તરફ મેડમ ડેમીડાને વાલસેટ સોંપીને કાર્ડીનલ મહારાજ તો પૂર્ણ આનંદથી અને હરખભેર કાર્લ્સબડ જવાને ઉપડી ગયા. જતી વખતે તેમણે વોલેનને ફાવે ત્યાં હરવા ફરવા જવાની રજા આપી હતી.

પરંતુ વોલેનના મનમાં એ રજા ભોગવવાનો જરાયે ઉત્સાહ રહ્યો ન હતો. પોતાના ભેદી કાગળીઆ—જેના ઉપર એનો અને એના આખા નિહિલિસ્ટ મંડળના જીવનમરણનો આધાર

હતો અને જો કાગળીઆ કવખતે ગમે તે માણસના હાથમાં જઈ પડીને ખુલ્લા પડે, તો એ ગુપ્ત મંડળના બધાયે ગુપ્ત સભ્યોનાં ભયંકર કાવતરાં ખુલ્લાં થઇ જાય; અને તેને પરિણામે તેમને સાઈબીરિયાની સિંધવની ખાણોમાં લોખંડની જંજીરો સાથે સિંધવ ખોદતાં અને નિર્દય જેલરોના હાથે મીઠાના ચાબખાનો સ્વાદ ચાખતાંજ જીંદગી પૂરી કરવી પડે એમ હતું. તે જોખમભરેલા અને બોમ્બગોળા જેવા ભયંકર કાગળીઆં —રૂશીઆની એક ચાલાક સ્રી જાસુસના હાથમાં જઇ ચઢયાં હતાં; તો પછી વોલેનને નિશ્ચિંતતા કે આનંદ કેમજ થાય!

સવારનો વખત હતો.

વોલેન બારી આગળ એક આરામ ખુરશી પર બેઠો હતો. એવામાં ન્યુઝપેપરવાળા એક ફેરીઆએ બૂમ પાડીઃ ઓડરબર્ગ સ્ટેશન પર ધાડ! અડધા લાખની ચોરી વગેરે.

વોલેને પૈસા આપીને છાપાની એક નકલ ખરીદી. ઓ-ડરબર્ગ સ્ટેશનના નામથીજ એનું ધ્યાન આકર્ષાયું હતું. પાનાં ઉઘાડી જોતાં નીચેની હકીકત મોટે અક્ષરે છપાયેલી માલુમ પડીઃ

## ઓડરબર્ગ સ્ટેશન પર થયેલી ચોરી.

### અડધો લાખનાં અમૂલ્ય વાલસેટો ગુમ.

### ૨૫૦૦૦નું ઇનામ.

ગઇ કાલે રાત્રે ઓડરબર્ગ સ્ટેશન પર પીટર્સબર્ગ જતી એક્સ-પ્રેસના ઉતારૂઓની જડતી લેવાતી હતી તે વખતે ત્યાં એક મોટી ચોરી થયાની ફરિયાદ ત્યાંના મુખ્ય પોલીસ ઇન્સ્પેકટર પાસે નોંધાઇ છે.

આ શહેરની પ્રખ્યાત બાનુ મેડમ ડેમીડા એ ટ્રેનમાં પોતાની દાસી સાથે મુસાફરી કરતી હતી. તેની પાસે બે કીંમતી રત્નજડિત વાલસેટો હતાં તે ગુમ થયાં છે. કહે છે કે એ વાલસેટોમાંના દરેકની કીંમત લગભગ અડધો લાખ રૂપઇની છે અને મેડમ ડેમીડાએ વાલસેટો શોધી લાવી આપનારને ૨૫૦૦૦નું ઇનામ આપવા જાહેર કર્યું છે. પોલીસો એ બાબતમાં તનતોડ મહેનત કરી રહ્યા છે. પણ હજુ સુધી કાંઇ પત્તો લાગ્યો નથી.

સમાચાર વાંચીને વોલેન ચમકી ગયો. એના અંગેઅંગમાં વિચિત્ર પ્રકારની ધ્રૂજારી આવી ગઇ; તે કંઇક આવેશમાં બોલી ઉઠયો—સ્પષ્ટ રીતે બબડી ઉઠયો–"શું ત્યારે એ વાલસેટો ચોરોના હાથમાં ગયા? મારા ભેદી કાગળો પેલા ગોબાયલા વાલસેટમાં હજૂ છૂપાયલાજ હશે કે કેમ?"

તે જવાબ આપી શકયો નહિ. વિશેષ કાંઇ વિગત મળે એવા હેતુથી એણે છાપાંનાં બીજાં બધાં પાનાં ઉથલાવી જોયાં. પણ કાંઈ વધારે હકીકત મળી નહિ. વોલેન માથું ખજવાળતો વિચારમાં પડયો.

"ગમે તેમ પણ મારા કાગળીઆં હજુ સુધી તો સલામત છે. હજુ સુધી તે કોઇના હાથમાં ગયાં નથી. મેડમ ડેમીડાને તો તેની ગુપ્ત ચાવી વિષે શાનીજ ખબર હોય? એણે વાલસેટ પહોંચાડવાનું માથે લીધું તે તો અમસ્તુંજ. સ્ત્રીઓનો તો એવો લપલપીઓ સ્વભાવજ હોય છે. તેમની આંખો તો હીરામાણેક ને રત્નો જોઇનેજ ટાઢી થાય છે......

"પણ હવે મારે શું કરવું? વાલસેટો ચકડોળે ચઢેલાં છે એમાં કંઇ શક નથી. કોણ જાણે છે? કઇ ઘડીએ કયા

માણુસનો હાથ એની ગુપ્ત ચાવી—બટન—પર પડશે ? ને-ને મારૂં—મારા મંડળનું ભોપાળું ખુલ્લું થશે ? તે કહી શકાય નહિ……”

ઘણો વિચાર કર્યા પછી તેણે ત્યાંના પોલીસ ખાતાના વડા અધિકારી પાસે જઈ તેની મદદ માંગવાનું નક્કી કર્યું; અને માથે હેટ ચઢાવી તે બહાર નીકળી પડયો.

+ + +

“કેમ, તમે શું કહેવા માંગો છો ?” વડા અધિકારી મી૦ બ્રાટસાહેબે આંખ પરથી ચશ્મા કપાળ પર ચઢાવી વોલેનને પૂછ્યું.

વોલેને બધી વાત માંડીને કહી. છાપું રજૂ કરીને તેણે સાહેબને કહ્યું:—“આ જે વાલસેટોની ચોરી ઓડરબર્ગના સ્ટેશન પર થઇ છે તે કાર્ડીનલ મહારાજે મેડમ ડેમીડાને પીટર્સબર્ગ પહોંચાડવા માટે આપેલાં, તેજ છે.”

“તે પીટર્સબર્ગ શા માટે લઈ જવાનાં હતાં ?”

“ત્યાં એક ઉચ્ચ કુળની યુવતિને ભેટ આપવાનાં હતાં.” વોલેને કંઇક વિચાર કરીને કહ્યું; કારણ કે કેટલીક વાતો એણે છૂપાવવીજ પડે એમ હતું.

“પ્રેમની ભેટ તરીકેજ આપવાના હશે, ખરૂં ને ?”

“એવુંજ કંઈ હશે તો……”

“ત્યારે કાર્ડીનલ મહારાજ પણ પ્રેમની ભેટો આપે છે ખરા, કેમ ?”

“ના રે ના.”

"ત્યારે ?"

"એ તો બીજાના વતી આપવાની હતી."

"તે વળી કોણ !"

"તે હું આપને કહી શકતો નથી. પણ માત્ર એટલું કહીશ કે તે અહીંની એક ખાનદાન વ્યક્તિજ છે."

"હશે. એ વાલસેટોના સંબંધમાં શું કહેવા માંગો છો ? શી મદદ માંગો છો ?"

"એટલુંજ કે એ વાલસેટો જેવા હાથ લાગે કે તરતજ હું તેનો કબજો લઇ શકું એવું આપ મને એક સત્તાપત્ર લખી આપો."

"એ કેમ બને ? અમારે મન તો મેડમ ડેમીડા તેની માલીક છે." બ્રાટસાહેબે કહ્યું–"એણે પચીશ હજારનું ઇનામ જાહેર કર્યું છે, તે તો તમને ખબર છે ને ?"

"હા. છતાં પણ મેડમ ડેમીડાને એ વાલસેટો કાર્ડીનલ મહારાજેજ આપ્યાં છે એ હું આપને પુરવાર કરી બતાવું તો–"

"તે બધું ખરૂં. પણ અમારી પાસે તો મેડમ ડેમીડાએજ ફરીયાદ નોંધાવેલી છે; અને તેનો કંઇક અંશે પત્તો પણ મળ્યો છે......"

"એમ ?" વોલેને ઉત્સાહથી પૂછ્યું.

"હા. એ વાલસેટોની ચોરી કરનાર એક બદમાસ સ્રી છે."

"સ્રી ! સ્રી બદમાસ ?"

"હા. તે બાઇ એવી તો જબરી ઉઠાવગીર છે કે ભલભલા સાહસિક ચોરોને પણ પાણી ભરાવે. એણે આજ

સુધીમાં એવાં અનેક કામ કર્યાં છે અને તેના અમારા ખાતામાં વિગતવાર રેકોર્ડ છે.”

“ત્યારે તમે તેને પકડતા કેમ નથી?”

“અમારો તેમ ન કરવામાં ઉદ્દેશ છે. એ બાઈની સાથે એના કેટલાક સાબીત બદમાસો છે; અને એ લોકોએ આણેલા ચોરીના માલ રાખનાર વેપારી અને ફેરીઆઓની એક ટોળી પણ છે એમ અમને માલમ પડયું છે. અમે તે બધા પર એકીસાથે છાપો મારવા માંગીએ છીએ.”

“ત્યારે અત્યારે એ વાલસેટો કયાં હશે, તે તમે જાણો છો?”

“અલબત્ત.” પ્રાટસાહેબે કહ્યું:—“અમે એ બાઈના ઘર ઉપર તથા એની બધી હિલચાલ ઉપર ગુપ્ત વેશે સતત ચોકી રાખીએ છીએ. એ બાઈ આજે સવારે વીયેનામાં આવેલી દેખાઈ છે. અને વાલસેટો ઘણું કરીને મેયર ચોકમાં આવેલા એના ઘરમાંજ છે.”

“જો એમ હોય તો આપ ગમે તેમ કરીને એ વાલસેટોનો કબજો અત્યારે ને અત્યારેજ લઇ લો. મારા સ્વામી કાર્ડીનલ મહારાજ તરફથી હું આપને વિનંતિ કરૂં છું, કે આપ બીલકુલ વખત ગુમાવ્યા વગર એક પળનો પણ વિલંબ કર્યા વગર—એ વાલસેટોનો કબજો લઇ લો. જો તેમ ન કરવામાં આવશે તો કાર્ડીનલ મહારાજને ભારે નુકસાન થવાનો સંભવ છે.”

પ્રાટ સાહેબ જાતે રોમન કેથોલિક પંથના હતા. કાર્ડીનલ મહારાજને તે પોતાના ધર્મગુરૂ તરીકે પૂજ્ય માનતા હતા.

પોતાના કાર્યથી તેમને કોઇ પણ રીતે નુકસાન થાય તો પોતાને મોટું પાપ લાગે એવી તેમની માન્યતા હતી. કાર્ડીનલ મહારાજના સેક્રેટરી તરીકે વોલેનની પણ બહુજ સારી પ્રતિષ્ઠા હતી. તેથી તેના શબ્દો પર વિશ્વાસ રાખવામાં બ્રાટસાહેબને જરાયે વાંધો ન લાગ્યો.

વોલેનના કહેવાથી તેમણે ઘંટડી વગાડી એક જમાદારને બોલાવ્યો અને તેની દ્વારા સાર્જંટ વિલિયમને તેડાવી મંગાવ્યો. તે ટેબલ સામે આવી સલામ કરી ઉભો.

"વિલિયમ!" બ્રાટસાહેબે ધીમા પણ ગંભીર અવાજે કહ્યું:—"અત્યારે ને અત્યારે તમે પાંચસાત જણાની એક ટુકડી લઇને મેયરચોકમાં જાઓ. પેલી બદમાસ ઓલીવિયાના ઘરની જડતી લ્યો, અને તે ઘરમાં બે અમૂલ્ય વાલસેટો છે તેનો કબજો કરી અહીં લઇ આવો."

"જેવો હુકમ." એમ બોલી વિલિયમ વિદાય થયો.

વોલેનના હૃદયમાં એ વખતે ભારે ધડમથલ થઈ રહી હતી. એની છાતીના ધબકારા એટલા બધા વેગથી અને એટલા બધા જોરથી ચાલતા હતા કે એને એક વાર એમ પણ શંકા થઇ કે બ્રાટસાહેબ મારા મ્હોં પરથી મારો ઉદ્દેશ પારખી ગયા તો નહિ હોય? હમણાં વાલસેટો આવી પહોંચશે—આ આવ્યા—આવી પહોંચ્યા—એમ જાણે એને ભણકારા વાગવા માંડયા. અને વાલસેટો આવી પહોંચે તો ગમે તેમ કરી બ્રાટસાહેબની નજર ચૂકવી તેમાંના એકમાંથી પેલા ભેદી કાગળીઆં કાઢી લેતાં કંઈ વાર લાગવાની હતી?

પણ અચાનક એને વિચાર આવ્યો: "સાર્જંટની સાથે હું જાઉં તો કેમ? કદાચ તે ઘરમાંજ મને કાગળો કાઢી લેવાની તક મળે!"

તેણે બ્રાટસાહેબને પૂછ્યું:–સાર્જંટની સાથે હું પણ જાઉં તો આપને કાંઇ વાંધો છે?"

બ્રાટસાહેબે વિચાર કરીને જવાબ આપ્યો:–"ના. વાંધો તો કંઈ નથી...પણ તેમ કરવામાં તમારે માથે જોખમ રહેશે. તમારે બહુજ સાવધ રહેવું પડશે."



## પ્રકરણ ૧૬ મું.

### હથેલીમાં ચાંદ

સાર્જંટ વિલિયમની સાથે વોલેન પણ તે બદમાસ બાઈની તપાસ માટે નીકળી પડયો. સાથે બીજા ત્રણ કોન્સ્ટેબલો હતા.

એક વિકટોરીઆ ભાડે કરીને બધા મેયરચોકમાં ગયા. વીયેનાના મીલ–મજૂરો અને હલકા કારીગરોનો એ લત્તો હતો. તેમનાં ઘરો બધા હારદોર લાંબી લાંબી ચાલીઓની

ઓરડીઓ જેવાં હતાં. દરેકમાં બે કે ત્રણ ઓરડીઓ હતી.

એક ચાલી આગળ આવી વિલિયમે બીજા કોન્સ્ટેબલને દૂર ઉભા રહેવાનું કહ્યું. ઓલિવિયાની ઓરડી પર એક સાદા પોશાકવાળો પોલિસ દૂરથી ચોકી રાખતો બેઠો હતો; તેને ઇશારત કરી બોલાવ્યો.

"સાહેબ, એ તો બહાર ગઇ છે." પેલાએ પાસે આવીને કહ્યું.

"કઈ તરફ ?"

કોન્સ્ટેબલે એક દિશામાં આંગળી કરી કહ્યું:—"કૃચ-ઝર-વિજયમાં ગઈ લાગે છે." એ નામનું વીયેનામાં એક થર્ડ-ક્લાસ હોટલ હતું.

"કેટલોક વખત થયો ?"

"હમણાંજ. પા કલાક થયો હશે."

"કંઇ ફીકર નહિ. આપણે હમણાંજ એની ઓરડીની તપાસ કરવી છે; જડતી લેવાની છે. તું જઇને એકાદ લુહારને પકડી લાવ."

કોન્સ્ટેબલ જઇને તરતજ એક લુહારને તેડી લાવ્યો. તેના હાથમાં એક હથોડી ને નાની નરાજ હતી. ઓલિવિયાની ઓરડીનું તાળું તોડવાની ક્રિયા તેની પાસે કરાવવાની હતી. એ ક્રિયા વિધિપુરઃસર થાય તેટલા માટે વિલિયમે આડોશપાડોશમાંથી એક બે સાક્ષી પણ લાવી ઉભા કર્યા.

તાળું તૂટ્યું.

વિલિયમની પાછળ પહેલો વોલેનજ ઓરડીમાં દાખલ થયો. ચાતકની પેઠે તે આકુળવ્યાકુળ થઈ ગયો હતો. કાગ-

ડાની પેઠે તેની આંખો આમતેમ ફરી રહી હતી.

આખા ઓરડામાં બધો સામાન વેરણખેરણ થઇને પડેલો હતો. ખુરશી, વેલણ, સાદડી, તાવી, પંખો, ખડીઓ બધાંજ ગમે તે ઠેકાણે જાણે માલિકની ગેરહાજરીમાં મોજથી લહેર કરવા નીકળી પડયાં હોયને, તેમ અવ્યવસ્થિત દશામાં પડેલાં હતાં. કેટલેક ઠેકાણે ધુળ પણ ઠીક પ્રમાણમાં જામી હતી.

“ આવામાં તે કોણ રહેતું હશે ? ને કેમ કરી રહેતું હશે ? ” વોલેન આસપાસ જોઈ બબડયો. તેની આંખો મુખ્યત્વે કરીને પેલાં સુવર્ણમય વાલસેટો જોવાને ફાંફા મારી રહી હતી.

પણ તે ઓરડામાં કશું ન હતું. વોલેને સાંકળ ઉઘાડીને પાછળની ઓરડીનું બારણું ખોલ્યું. ત્યાં આગળ એક જુનું મોટાંમોટાં ખાનાંઓવાળું કબાટ હતું. ઉપલું એક ખાનું ઉઘાડું પડયું હતું તેમાં તરતજ ઉતારી મૂકેલાં એક બે કપડાં હતાં.

તે જોઇને વિલિયમ બોલ્યો—“ શેઠાણી સાબ તો હમણાંજ પોશાક બદલીને ફરવા ગયાં છે ! ”

વોલેન હરખ્યો. તેણે બીજાં ખાનાંઓ ઉઘાડવાને પ્રયત્ન કર્યો. અચાનક પેલીનાં કપડાંની નીચે ખંખોળતાં વિલિયમ બોલી ઉઠયો—“ લ્યો, આ જોયું ! ”

“ શું છે ? ”

“ ઓલિવિયાનો ફોટો. ” વોલેનના હાથમાં આપતાં

વિલિયમે કહ્યું.

વોલેને ફોટો હાથમાં લીધો-જોયો. ઓલિવિયા પ્રૌઢ અને કદરૂપી હતી. છબી પડાવતી વખતે એણે ટાપટીપ તો ખૂબ કરી હતી; પરંતુ તેમાંયે એનું અનુપમ સૌંદર્ય ઝળકી ઉઠતું હતું ! વોલેને ઘણો વખત સુધી—બેત્રણ મિનિટ સુધી-છબી જોયાજ કરી; પછી વિલિયમને પાછી આપી.

દરમ્યાન વિલિયમે કબાટનાં બીજાં બધાં ખાનાંઓ ઉઘાડ્યાં હતાં; પરંતુ તેમાંથી વાલસેટ જેવું કશુંયે નીકળ્યું નહિ.

વોલેન નિરાશ થયો; ને બોલ્યો—“ હવે ? ”

“ હવે શું ? અમે પાછા સાહેબ પાસે જઇશું; ને રીપોર્ટ આપીશું કે વાલસેટો તો હાથ નથી લાગ્યા. તમારે આવવું હોય તો ચાલો, અમારી સાથે.”

“ હું આવીને શું કરૂં ? મારે તો વાલસેટો સાથે કામ છે. મારે ગમે તેમ કરીને તેનો પત્તો મેળવવોજ પડશે. તેમ નહિ કરૂં તો કાર્ડીનલ મહારાજને ભારે નુકસાન થશે…”

“ એ બાબતમાં અમે મદદ કરી શકયા નહિ, તે માટે દીલગીર છીએ.” વિલિયમે વિવેક કરતાં કહ્યું.

“ હશે. કંઈ ફીકર નહિ.” વોલેન કંઇક વિચાર સુઝી આવવાથી બોલ્યો—“ તમારા સિપાઇએ કઈ હોટલનું નામ કહ્યું ? ”

“ કયઝર—વિજય.”

“ સ્ટેશનની પેલી બાજૂએ છે તેજ કની ? ”

"હા. કેમ? તમે તેની મુલાકાત લેવા માંગો છો?"

"જોઈશ, બને તો જઇશ. તમે કોઈને કહેશો નહિ."

"સાહેબને પણ નહિ?"

"ના. હાલ તો નહિજ કહેશો. હું પણ સાહેબને મળી જઇશ." વોલેને કહ્યું.

"ઠીક." કહી સાર્જંટ છૂટો પડયો.



## પ્રકરણ ૧૭ મું.

### કયઝર-વિજય હોટલમાં

કયઝર વિજય હોટલ વીચેના સ્ટેશનની સામેજ આવેલું હતું. એ લગભગ પચાસ વરસ ઘરડું હતું; એના નામનું પતરાનું પાટીયું નવ હાથ લાંબુ ને સવાત્રણ હાથ પહોળું હતું. તેના ઉપર લખેલાં નામ પરથીજ તે ઓછામાં ઓછા વીસ વર્ષ પર ચીતરાયું હશે એમ કોઇ પણ જોનાર કળી શકે.

મુંબઈના ઘણાખરા થર્ડકલાસ હોટેલોની પેઠે એને બારણે કાંદાના ભજીયાં તો નહિ, પણ તેના જેવુંજ કંઇ બીજું —મ્હોંમાં પાણી છૂટે એવું—તળાતું હતું; જેની સુવાસ રસ્તે

જતા આવતા શોખીન નરનારીઓને હોટલની પરોણાગત ચાખવા આકર્ષતી હતી. બારણે બે ચાર બાંકડા અને ખુરશીઓ નાંખી મૂકેલાં હતાં; જેના ઉપર રોજના ઘરાક થયેલા ફાંકડા જુવાનીઆઓ નિરાંતે વાતો કરતા, જતી આવતી સુંદર યુવતિઓના ટગર ટગર જોતા, કોઇકની સાથે આંખમીચામણાં કરતા, ને અનેક પ્રકારનાં ટીખળ કરતા બેઠા હતા.

હોટલના આગલા ઓરડામાં ચાર પાંચ ટેબલો હતાં; ને તેની આસપાસ ખુરશીઓ ગોઠવેલી હતી. અંદરના ઓરડામાં દશ બારેક ટેબલો હતાં અને તે દરેકને ફરતા પડદાઓ ગોઠવીને નાની નાની ઓરડીઓ બનાવી હતી. જુવાન પ્રિયતમો અને પ્રિયતમાઓ તથા સંવનન કરતા છોકરાઓ અને તેમની લાડકીઓ આ ઓરડીઓમાં આવીનેજ બેસતાં, અને હોટલની પરમ સ્વાદિષ્ટ અન્નવાની સાથે પ્રેમના અનેક ચાળાની મિઠાશનો ઉપભોગ કરતાં.

બહાર રસ્તા ઉપર હલકા વર્ગની, પણ કંઇક દેખાવડી યુવતિઓ આમતેમ આટાં મારતી—એવા ઉદ્દેશથી કે બાંકડા પર બેઠેલા ફાંકડાઓમાંથી કોઇકને પસંદ પડી જાય તો તે પોતાને બોલાવે અને હોટલમાં તેડી જઈ એકાદ પ્લેટ બીફ અને બે ચાર પ્યાલાં શેમ્પેઇન (દારૂ)ની ગોઠવણ કરી દે. ટુંકી કમાણીવાળી પણ જીભની ચટાકેદાર, એ છોકરીઓને નીતિ–અનીતિનો કંઇજ પ્રશ્ન ન હતો. હોટલના બીલના બદલામાં એકાદ બે ચુંબન કરવા દેવા પડે–તેમાં શું થઇ ગયું !

ને એવી એ સ્ત્રીઓને તેમને લાયક ઘરાકો પણ

મળી રહેતા. વીયેનાના વાંઢા અને વિધુર જુવાનીઆઓ અને કદરૂપી પત્નીથી કંટાળેલા જીવડાઓમાંથી એવા ઘણા નીકળી આવતા—જેઓ હોટલબીલ જેટલા પૈસા ખર્ચીને એ રૂપાળી સ્ત્રીઓના સહવાસનો આનંદ અનુભવવાનું પસંદ કરતા. રોજ સંધ્યાકાળે ક્યઝર-વિજય હોટલની બધીયે ઓરડીઓ આવાં જોડાંઓથી ચિકાર થઈ રહેતી.

\+ \+ \+ ÷

વોલેન જ્યારે આ હોટેલ આગળ આવ્યો ત્યારે બહારના બાંકડાઓ ફાંકડામંડળથી ચિકાર ભરાયેલા હતા. અંદરના બારણા પર એક છોકરો ઓર્ડર આપવાનું કામ કરતો હતો. વોલેન સીધો તેની પાસે ગયો ને તેને ધીમે અવાજે પૂછયું:—

"અલ્યા પેલી ઓલિવિયા આવી ગઈ કે?"

"કોણ ઓલિવ-ઓટલિંગર?"

"હા તેસ્તો."

"નાજી. હજુ તે આવ્યાં નથી. પણ હમણા આવી પહોંચશે ખરાં. આ તેનો વખત છે." એમ કહી તે પાછો મોટા ઘાંટા પાડી પીરસણીયાઓને ઓર્ડર આપવા મંડી પડયો.

વોલેન બહાર બાંકડા પર જઇને બેઠો, અને બીજા જુવાનીઆઓ સાથે ભળવા પ્રયત્ન કરવા લાગ્યો. એ તેમની સાથે વાતે વળગ્યો ખરો, પણ એની નજર તો રસ્તા પર જતી આવતી સ્ત્રીઓ ઉપરજ હતી. સાર્જંટ વિલિયમે બતાવેલી ઓલિવિયાની છબીને વારેવારે સંભારીને તેની મુખમુદ્રા પોતાની

નજર સામે તરવરતી રાખવાને એ પ્રયત્ન કરી રહ્યો હતો.

એને ઘણો સમય સુધી રાહ જોવી પડી નહિ. કારણ કે બાંકડા પર બેઠાને દશ પંદર મિનિટ થઇ ન હશે, એટલામાંજ ઓલિવિયા દૂરથી આવતી દેખાઈ. જેમ જેમ તે હોટલની પાસે આવતી ગઇ તેમ તેમ તે પોતાની ચાલનો વેગ ઘટાડતી ગઈ. છેક નજદિક આવીને તે હોટલની સામે એક સ્ટેશનરીવાળાની દુકાને ઉભી રહી; તે વખતે વોલેનથી એનો ચહેરો બારિકાઈથી જોઈ શકાયો, ને પેલી છબી આ બાઇનીજ હતી એમ એની ખાત્રી થઇ.

વોલેન એને ખાનગીમાં મળવા માંગતો હતો. એની સાથે એ એકાંતમાં વાતચિત કરવા માંગતો હતો. પરંતુ તે બને કેવી રીતે? એની સાથે ઓળખાણનો પ્રસંગ શોધી કહાડવા માટે વોલેન પોતાની બુદ્ધિને ખૂબ તાણવા લાગ્યો.

એણે યુક્તિ તરતજ શોધી કહાડી. પોતાના હાફકોટનું એક બટન તૂટી ગયું હતું તે ખરીદ કરવાને મિષે એ પણ પેલા સ્ટેશનરીવાળાની દુકાને ગયો; પાસે જતાં ઓલિવિયાની સાથે જરા અથડાયો.

“ઓહ! આપને ઠોકર લાગી કે શું?” વોલેન પાછો ફરીને ઓલિવિયાને નમન કરતાં બોલ્યો—“માફ કરજો. બાઇ સાહેબ, મારાથી અજાણતાંજ અડફટ વાગી ગઈ છે. તેને માટે હું અંતરથી દીલગીર છું.”

ઓલિવિયા પણ વાચાળ હતી. વોલેનના જવાબમાં તે કંઇ ટુંકેથી પતાવે એવી ન હતી. તેણે કહ્યું:—

"ઓહ! નો, માફી માંગવાની કંઇ જરૂર નથી. એમાં શું થઇ ગયું? અમારા જેવી યુવતિઓને આખી સમાજ તિરસ્કારથી જૂએ છે અને જાણે અમે પાપની પૂતળીઓજ હોઇએ તેમ અમારી સાથે પગની ઠોકરથી વર્તે છે. તો પછી તમે—એક ઉગતા જુવાન—એવું કરો તેમાં શી નવાઈ?"

વોલેને જોયું કે વાતનો વિષય લંબાવવાની આ ઠીક તક છે; એટલે એણે પણ લંબાણુથી કહ્યું:—

"છટ છટ! એમ શું બોલો છો? તમે કંઇ ચોર કે ગુન્હેગાર નથી. સમાજ તો ચક્રમ છે! આજે તે એક તરફ ફરે; કાલે તે બીજી તરફ—અવળોજ—ફરશે. સમાજમાં તમારી ભલેને ગમે તેવી ઘૃણા થતી હોય, પણ મારા અંતરમાં તો તમારે માટે પૂરેપૂરૂં માન છે. હું તમને ખાત્રી આપું છું કે મારાથી થયેલી આ અથડામણ કોઇ પણ જાતના તિરસ્કારનું પરિણામ તો નહોતુંજ."

"જો એ વાત ખરી હોય તો તેને માટે હું તમારો ઉપકાર માનું છું. તમારા અંતરમાં તમે મારા માટે માન ધરાવો છો એ વાત સાંભળીને હું બહુ રાજી થાઉં છું."

"મારી સાથે હોટલમાં આવી મારી પરોણાગત ચાખવા તસ્દી લેશો તો તેથી મને ઘણોજ આનંદ થશે." વોલેને વિવેકપૂર્ણ વિલાયતી ઢબથી કહ્યું.

ઓલિવિયાને તો જે જોઇતું હતું તે મળ્યું. તે ભૂખી ડાંસ જેવી બનેલી હતી. ગજવામાં આખી બેઆની જેટલી રકમ હતી. તેટલામાં તો શેમ્પેઈનનું અડધું ગ્લાસ પણ મળવું

મુશ્કેલ. એવે વખતે આવા આયતા યજમાન મળે તે કોને કડવા લાગે? તેણે તરતજ હા કહી.

વોલેનને પણ જોઇતું હતું તે મળ્યું. બટન ખરીદવાનું તેની જગાએ રહ્યું ને બંને જણાં હોટલમાં આવી એક નાનકડી ઓરડીમાં ગોઠવાયાં. વોલેને એક પ્લેટ બીફ અને બે ગ્લાસ દારૂનો ઓર્ડર આપ્યો.

એકાંત ઓરડામાં બેઠા પછી ઓલિવિયાએ વોલેનના ખભા પર હાથ નાંખી પૂછ્યું—

"તમે પરણેલા તો નથી ને?"

"ના." વોલેને કંઇક ચમકીને વિચાર કરતાં જવાબ આપ્યો.

"ને તમારે કોઇ સ્વીટહાર્ટ—પ્રિયતમા પણ ન હશે ખરૂંને?"

"હાલ તો નથી."

"ત્યારે તો મારી આ વર્તણુક તમને અણગમતી તો નહિજ થાય એવી આશા રાખું છું." એમ બોલતાં બોલતાં ઓલિવિયાએ પોતાનો હાથ એના ખભા પરથી ગળામાં સેરવ્યો. અને એકજ ખુરશી પર જોડાજોડ બેસી વોલેનને પોતાની સોડમાં લેવા તે પ્રયત્ન કરવા લાગી.

વોલેનનું શરીર ધ્રુજી ઉઠ્યું. આખા અંગ પર રોમાંચ થયો. એને સ્થાને બીજો કોઈ પુરૂષ હોત તો તેણે ઓલિવિયાને બાથમાં લઇ ક્યારનાંયે બે ચાર ચુંબનો કરી નાંખ્યાં હોત. પરંતુ વોલેન પવિત્ર હતો; આજ સુધી પવિત્ર વાતાવરણ માંજ ફર્યો હતો. એણે કદિ કોઇ વેશ્યાના પ્રિયતમ થવાનો

પાઠ ભજવ્યો ન હતો. એટલે ઓલિવિયાના હાથનો સ્પર્શ થતાંજ એને કંપારી આવે એ સ્વાભાવિક હતું. એને એમ પણ વિચાર આવ્યો કે આ સ્થિતિમાં કાર્ડીનલ મહારાજ મને જૂએ તો ?

ચતુર ઓલિવિયા વોલેનની કંપારી અને સંકોચ તરત પારખી ગઈ. તેનું કારણ પણ સમજી ગઈ. તેથી બોલી:– "મને લાગે છે કે આ લાઇનમાં તમે નવાજ માણસ છો, તેથી તમને મારી સાથે બેસતાં સંકોચ થાય છે. ખરૂ ને ? પણ તેમ ડરવાનું કશું કારણ નથી. એક બે વાર તમને મારો પ્રસંગ પડશે એટલે મારા સહવાસથી તમને ઘણોજ આનંદ થશે."

પોતાની નબળાઈનું કારણ પકડાઇ ગયું છે એમ જાણીને વોલેનને બહુ શરમ લાગી. અત્યારે એ પોતાના સ્વાર્થને ખાતર આ પ્રસંગ નોંતરી બેઠો હતો એ વાત ચોકખી હતી. અને આ વખતે એ પોતાનો વેશ પૂરેપૂરી ચાલાકીથી ન ભજવે તો આખરે તેમાં તેનીજ ફજેતી થાય એમ હતું. વળી જે સ્વાર્થને ખાતર એ ઓલિવિયાની પાછળ પડયો હતો તે સ્વાર્થ કંઇ જેવો તેવો ન હતો. ઓલિવિયાની પાસેથી વાલસેંટો પ્રાપ્ત કરી તેના ભેદી પોલાણમાંથી પેલા ભયાનક જોખમભરેલા ઓચરીઆ કહાડવા–ન–કહાડવા પર એના તેમજ ગુપ્ત નિહિલિસ્ટ મંડળનાં સેંકડો સભ્યોના જીવનમરણનો આધાર હતો. એટલે કોઇ પણ ઉપાયે–કોઇ પણ યુક્તિથી, ગમે તેવું જોખમ વેઠીને પણ એ વાલસેંટો

પ્રાપ્ત કર્યા વગર એનો છૂટકોજ ન હતો.

એક પળવારમાં વોલેને આ બધો વિચાર કરી નાંખ્યો અને તરતજ પોતાના હૃદયમાંથી એણે કંપારી અને સંકોચને ઝાટકી નાંખ્યાં. ઓલિવિયાની કેડ પાછળથી પોતાનો હાથ સેરવીને એ બોલ્યો:—

"ડીઅર ઓલિવ, મારા સંકોચનું કારણ કંઈ મારૂં શરમાળપણું નથી. પણ—પણ—પેલો વેઇટર કદાચ આવી પહોંચે તેથી........"

એ પ્રમાણે બોલે છે એટલામાંજ એક પીરસણીઓ આવીને ઓર્ડર પ્રમાણેની વસ્તુઓ મૂકી ગયો. બંને જણાં આવેલી ભોજન સામગ્રીને ઇન્સાફ આપવા મંડી પડયાં. વોલેને દારૂની એક પ્યાલી ભરીને ઓલિવિયાને આપી.

કશોયે વિવેક અથવા આભાર પ્રદર્શન કર્યા વગર તે તો પ્યાલી ગટગટાવી ગઇ. ખાલી ગ્લાસ વોલેનના હાથમાં પાછું આપતાં છાતીએ હાથ મૂકી બોલી—"હાઆઆઆઆશ! આવો સરસ શેમ્પેઇન તો આજે ઘણે મહિને ચાખવા મળ્યો, હોં!"

"એમ કે!" વોલેન બોલ્યો—"તમને આ દારૂ ગમ્યો તે જોઇ મને બહુ આનંદ થાય છે. લ્યો, બીજી એક પ્યાલી." એમ કહી બીજું ગ્લાસ ભરી આપ્યું.

ઓલિવિયા બીજું ગ્લાસ પણ ઠાંસી ગઇ. પછી બીફ અને પાંઉનો મોટા કોળીઓ ભરી ચાવતાં ચાવતાં બોલી— "તમે બહુજ પૈસાદાર જણાઓ છો; પણ તમે મારા બીજા મિત્રોના જેવા આનંદી કેમ નથી?"

"કેમ ? તમારા બીજા મિત્રો કેવાક આનંદી છે ?" વોલેને વિચાર કરતાં પૂછ્યું.

"અરે, બહુજ આનંદી ! તેમની તો શું વાત કરૂં ! અમે ભેગાં બેસીએ છીએ ત્યારે તો કંઇ કંઈ ગમ્મતો ઉડાડાવી છીએ. તમે તો બહુજ શરમાળ છો. લ્યો, જરા આવો તો ખરા." એમ કહી ઓલિવિયાએ વોલેનનો હાથ પકડા ખેંચ્યો.

"હું હું હું. આશું કરો છો ?" વોલેન છૂટો થવા પ્રયત્ન કરતાં બોલ્યો.

"તમે આટલા પૈસા ખરચો છો તેનો બદલો તો આપું ને ?"

"પણ પેલો વેઈટર આવી પહોંચશે........"

"તો શું તમે એમ ધારો છો કે વેઈટરને આવું જોવાની નવાઇ હશે ! કંઇજ નહિ. એણે તો કેટલીયે વાર આવું આવું જોઇ નાંખ્યું હશે...." એમ કહેતાં તેણે વોલેનના ગાલ પર ચુંબન કર્યું અને વોલેન તેનો બદલો વાળે તેટલા માટે તેના મ્હોં પાસે પોતાનો ગાલ ધર્યો. એને દારૂનો રંગ ચઢવા માંડયો હતો.

જો સંજોગો આવા ન હોત તો આ કર્કશ શરીરવાળી પ્રૌઢાના ગાલ પર ચુંબન કરવાને બદલે વોલેને તેજ જગા પર એક સજજડ લાત મારી હોત–એટલી બધી એને તેની સુગ આવી. પણ અત્યારે એને પોતાનો ઉંડો સ્વાર્થ હતો. અત્યારે એને ગમે તે પ્રકારે ઓલિવિયા પાસેથી વાતો કઢાવવાની હતી. અમુક વાત એના મ્હોંડામાંથી ન નીકળે ત્યાં સુધી એ જેમ કહે અથવા કરે તેને જી–મહારાજ કર્યા વગર એનો છૂટકો

નહોતો. વોલેને એ વણનોતર્યા ગાલ પર ચુંબન કર્યું—અને ફરી એક પ્યાલી દારૂ ભરીને ઓલિવના હાથમાં આપી.

એક પછી એક એમ ઓલિવિયા પુષ્કળ પ્યાલીઓ ચઢાવી ગઈ. એક બેવાર એણે વોલેનને પ્યાલી ભરી આપી. પરંતુ તે એણે યુક્તિથી પાછળ ઢાળી નાંખી. ઓલિવિયાને તેની ખબર પણ ન પડી, કારણ કે તેને હવે દારૂનો પાશ ઠીક બેઠો હતો. ઘેનમાં ને ઘેનમાં તે ગમે તેમ બકવા ને ચાળા કરવા લાગી હતી.

"આજના જેવો સરસ—સ્વાદિષ્ટ—દારૂ મને કોઇએ પાયો ન હતો, હોં!" તે બોલી: "બહુ સરસ...બહુ સરસ... બહુ સરસ..." એમ કહી એણે હાથના લ્હેંકા કર્યા.

"તને આનંદ પમાડવો એ મારી પવિત્ર ફરજ છે એમ હું સમજું છું. તું જરા તારા આનંદી મિત્રો વિષે મને વાત તો કર, કે તે વાત સાંભળીને હું પણ તેમના જેવો આનંદી બનું." એમ કહેતાં વોલેને શેમ્પેઇનની આખી બાટલીજ ઓલિવિયાની પાસે ખસેડી.

ઓલિવિયાએ બાટલી હાથમાં લીધી અને તેની સાથે જરા રમત કરતાં બોલી:

"અરે! મિત્રો ને શત્રુઓ! બધા ઠીઠીઠીડી ઠીકજ છે... હા. હા. હા. હા...હરામખોર...લુચ્ચા! કોણ પેંસી નીકળ્યું છે પેટમાં? હેં ઓઓઓ? આજેજ સાળા મારી પાછળ પડેલા...પણ...પણ...ડીંગો ડીંગો..." એમ બોલતાં ઓલિવિયા ચાળા કરવા લાગી.

"કોણ? કોણ પાછળ પડેલું?"

"પેલા કાળી ડગલીવાળા! હેં હેં હેં હેં હેં......પણ હું કંઇ કાચી...છું! એવાને તો કંઈ ઘોળીને પી જાઉં. મૂઆઓ મારી પાછળ મંડ્યાજ રહે છે...સારૂં થયું કે કાલના વાલસેટો મેં તરતજ ઠેકાણે પાડી દીધાં; નહિ તો તે મારા હાથમાંથી જતેજ......"

"ઠેકાણે પાડી દીધાં?"

"હા. હા. હા. હા." ઓલિવ રંગમાં આવી જઈ ડોકું ધૂણાવી બોલી:—"એ તો ગ્રેહામચાચા સ્ટેશન પરજ ઉભા હતા.........પૈસા નથી મળ્યા...તે તો કયાં જવાના છે! ......મળશે સ્તો. વાલસેટ તો કયારનાં તેની દુકાનના ખૂણામાં જઇ પડેલા...ને આ ગધેડાઓ મારી પાછળ ને પાછળજ ભટકયા કરતા,તા." એમ બોલતાં ઓલિવિયાએ દારૂની બાટલી મ્હોંડે મારી, ખાલી કરી નાંખી.

"કોણ મોઝીઝ ગ્રેહામ ચાચા?"

"ટએએએસ્ટો ઓઓઓ! "ઓલિવિયા દારૂના ઘેનમાં ગમે તેમ ઉચ્ચાર કરતાં બોલી:–"બીજું...કોણ...હોય? કેમ? પ–પ–પ-પણ તતતમે કયાં જાવોઓઓ છો!"

વોલેન હવે એક શબ્દ પણ બોલવા ઉભો ન રહ્યો. એણે પોતાની હેટ ને લાકડી લઈ લીધાં, ને ઓલિવિયાને આવીજ દશામાં બકવા, બબડવા, આળોટવા ને હોટલનું બીલ ભરી આપવા મૂકી, એકદમ તે ઓરડી છોડી બહાર નીકળી પડયો, રસ્તામાં પૂર વેગથી ચાલવા–દોડવા–લાગ્યો.



# પ્રકરણ ૧૮ મું.

## ગ્રેહામચાચાની વખાર

ગ્રેહામચાચા આખા વીયેના શહેરમાં પ્રખ્યાત હતા. એમની જૂનો સામાન વેચવાની જૂની દુકાનમાં અમુક વર્ગવાળા માણસોની અવારનવાર પધરામણી થયાજ કરતી હતી.

મોટા—ઉમ્મરે પહોંચેલા—માણસો સરિયામ રસ્તા પર દોડતા જણાય ત્યારે નક્કી કંઇક પણ ગંભીર ઉથલપાથલ અથવા ભયંકર ક્રિયા થતીજ હોવી જોઇએ. એવી વખતે પોલિસદાદાએ જાગ્રત રહીને ચોકી કરવી જોઇએ. વોલેન એટલી બધી ઝડપથી ગ્રેહામચાચાની વખાર તરફ દોડતો હતો, કે રસ્તામાં એને ચોર કે ખૂની ધારીને કોઇ સિપાઇએ પકડયો કેમ નહિ તે કહેવું મુશ્કેલ છે.

જ્યારે એ વખારે પહોંચ્યો ત્યારે લગભગ સવા અગીઆર વાગ્યા હતા. ચાચાની વખાર હમણાંજ બંધ થઇ હતી; પણ ચાચા પોતે માળ પરજ રહેતા હતા તેથી તેમણે એક પાટીયું માર્યું હતું–“રાત–દિવસ માલ મળશે.”

વોલેને દિવાલ પર ગોઠવેલું ઘંટડીનું બટન દબાવ્યું. જરાક દબાવીને અટકી ગયો. માળે ઝરૂખા પર કોઇક આવેલું દેખાયું. પણ તેણે કાંઇ જવાબ દીધો નહિ. વોલેને ફરી બટન દબાવ્યું. તરતજ એક સોપારી જેવડો કાંકરો આવીને વોલેનના કપાળ પર પડયો—તેને વાગ્યો. સહેજ ઉંચે વાગ્યો હોત તો ચશ્માનો કાચ ફુટી જાત, ને કદાચ તે આંધળો થાત.

કપાળ પર વાગેલી જગાએ પંપાળતાં પંપાળતાં એણે ઘાંટો પાડી પૂછ્યું–" ગ્રેહામચાચા છે કે? માલનું ઘરાક આવ્યું છે."

ઉપરથી અવાજ આવ્યો–" એએએએમ કે? ત્યારે તો ઉભા રહો."

જવાબ આપનારે થોડીવારમાં નીચે ઉતરીને દુકાનનું બારણું ઉઘાડયું. વોલેન અંદર દાખલ થઈ બોલ્યો–"તમે ઘરાકોને આવકાર તો ઠીક આપો છો!"

ગ્રેહામચાચાના નોકરે જવાબ આપ્યો–

"માફ કરજો, સાહેબ; અહીંના તોફાની છોકરાઓ બટન દબાવી ઘંટડી વગાડી નાસી જાય છે ને અમને અડધી રાતે પણ કેટલીવાર પજવે છે. તેમને ઉપરથી કાંકરા મારવાનો અમને શેઠે હુકમ કર્યો છે."

એમ કહી તે વોલેનને એક ખુરશી પર બેસાડી અંદર ચાલ્યો ગયો. થોડીવારમાંજ ગ્રેહામચાચા દાઢી પસરાવતા ને લાકડી ઠોકતા ત્યાં આવ્યા, ને વોલેનને પૂછયું " કેમ સાહેબ, શું હુકમ છે?"

વોલેને એકદમ જવાબ ન આપ્યો. તે વિચારમાં પડયો હતો કે હવે વાતચિત કેવી રીતે શરૂ કરવી? સીધી રીતે પૂછતાં એ ડોસો સાચો જવાબ આપશે કે કેમ, તેની એને શંકા પડતી હતી.

થોડીવારે તે બોલ્યો–"આટલી મોડી રાત્રે આપને તસ્દી આપી તે માફ કરશો."

"ઓહોહોહો ! એમાં શું થયું ! મારા ઘરાકો મને અડધી રાત્રે ઉંઘમાંથી ઉઠાડે તોયે કંઈ ફીકર નહિ. માત્ર તેમણે મારે ત્યાંથી કંઈક પણ માલ ખરીદવો જોઈએ."

"પણ અમારે જે માલ ખરીદવો હોય તે તમારી પાસે મળવો જોઈએને ?" વોલેને ધીમે ધીમે યુક્તિ લડાવવા માંડી.

"અરરર ! એ શું બોલ્યા ? સાહેબ, મારી દુકાનમાં કોઈ પણ જાતનો માલ ન મળે, એવું બનેજ કેમ ? તમને શું કહું સાહેબ ! મારે ત્યાં માલની વખારની વખારો ભરેલી છે. ટાંકણીથી માંડી ને ટંબલર સુધી, હેટથી માંડી ને બૂટ સુધીનો દરેક જાતનો સામાન હું રાખું છું. જોઈએ તેવું ઝવેરાત, નકશીકામવાળી પેટી, પેટારા, કપડાં, ટોપલા, વાંસડા, કામળા–બોલો તમારે શું જોઈએ છે? તમારે જોઈતી વસ્તુ મારે ત્યાં નહિ મળે એ બનેજ નહિ."

"પણ ચાચા, મારે જોઈતી વસ્તુ તમારી પાસે ન હોય તો ?"

"પણ સાહેબ, તમે બોલો તો ખરા !" ડોસાએ ભાર દઈને કહ્યું.

"લ્યો–કાઢો ત્યારે કોઈ ફર્સ્ટક્લાસ મીણબત્તી રાખવાના વાલસેટો હોય તે."

એ સાંભળીને ડોસો હાથ અફાળી, જાણે એને બહુજ નુકસાન થયું હોય તેવો દેખાવ કરી બોલ્યો–"અરરરરરર ! સાહેબ, માત્ર બે કલાક–માત્ર બે કલાક વહેલા તમે આવ્યા હોય–તો એક ફર્સ્ટક્લાસ વાલસેટની જોડી હું તમને આપી

શકયો હોત. બહુ ખોટું થયું ! બહુ ખોટું થયું ! માત્ર બે કલાક વહેલા આવ્યા હોત........."

"કેમ ? તે વાલસેટ કેવાક હતા ? ને હવે તે કયાં ગયા ?"

"અરે, શું કહું ? મારા સાહેબ, એના જેવા સુંદર વાલસેટ તમે તમારી જીંદગીમાં જોયા નહિ હોય. શું એના વખાણ કરૂં ? કેવા સરસ ને ઝગઝગતા ! અહાહા ! શું એનું કોતરકામ ! ને શી એની કારીગરી ! જાણે બધું સોનાથીજ મઢેલું ! એના ઝાડની ડાળીએ ડાળીએ તો જાણે હીરા જડેલા ! ને નીચે પાછો એક સોનાનો માણુસ બેસાડેલો..."

વોલેન વચમાંજ બોલી ઉઠયો—

"ને તેના હાથમાં ધનુષ બાણુ–તેણે એક પગ પત્થર પર ટેકવેલો, ને......"

વોલેનના શબ્દો સાંભળીને ડોસો એકદમ ડઘાઈજ ગયો. તે ડોળા ફાડીને, મ્હોં પહોળું કરીને વોલેન તરફ જોવા લાગ્યો.

"હેં ? હેં ? ત–ત–તમે શું કહો છો ?"

"એમ કે તે વાલસેટ બહુ કીંમતી હતા—ને અમૂલ્ય જવાહીરોથી મઢેલા હતા......"

"ત–ત–ત–તમે શું તેને જોયા હતા ?"

"મેં જોયા હોય કે નહિ તેની સાથે તમારે શું સંબંધ છે ? હું કહું છું તે વાત તો ખરી છેને ?"

"ના ના ના ના." ડોસાએ ફેરવી તોળ્યું:—"તે

વાલસેટા કંઇ એટલા બધા કીંમતી હતાજ નહિ..."

વોલેને ડોસાની લુચ્ચાઇ પારખી કહાડી. તે ડોળા કાઢી બોલ્યો—

"તમે જૂઠું બોલો છો."

"ના. ના. હું ખરેખર કહું છું. પણ હશે. તે તો વેચાઇ ગયાં...હવે તેની વાત કરીને ફોગટ વખત ગાળવાથી શું ફાયદો..."

"ગ્રેહામચાચા! એ બધી તમારી ચાલાકી જવા દેજો. તમને ખબર નહિ હશે કે ભીંતોને પણ આંખ હોય છે."

"કેમ? શું છે?"

ગ્રેહામ ચાચાનું શરીર ધ્રૂજવા માંડયું હતું. આ અડધી રાતનો ઘરાક તેને ભારે પડી જાય એવો લાગ્યો. થાંભલાના પડછાયામાં ભરાઈને પોતાની ધ્રૂજારી છૂપાવવા તે પ્રયત્ન કરવા લાગ્યો. પણ વોલેને એને પકડયો.

"શું છે શું? તમે ધ્રૂજો છો કેમ?"

"હવે તો હું ઘરડો થયો........"

"છતાં ચોરીનો માલ રાખતાં ધ્રૂજારી આવતી નથી, કેમ?"

જાણે બહુજ નિર્દોષ હોય, જાણે હજુ ઘોડીઆમાં રમતું બાળક હોય—તેવા ભોળાપણાનો ઢોંગ કરી ને ડોસો બોલ્યો—

"શુંઉંઉંઉં? ચોરીનો માલ?"

"હા. તમે જે વાલસેટાની વાત કરો છો તે ચોરીનો માલ છે. બીલકુલ વખત ગુમાવ્યા વગર તમે તે મારે સ્વા-

ધીન કરી દો.”

“પણ કેવા વાલસેટ? ને કેવી વાત!” ડોસાએ હજુ ઉડાવવાનું ચાલૂ રાખતાં કહ્યું—“હું જે વાલસેટની વાત કરૂં છું તે તો સસ્તી કીંમતના હતા ને મેં તે મારા ભાઇની દુકાનમાંથીજ ખરીદ્યા હતા...”

“એ બધી વાત બનાવટી છે. કાલે સવારે નોર્ડબન સ્ટેશન પર મેયર ચોકુવાળી ઓલિવિયાએ એ વાલસેટો તમને આપ્યા હતા. તે વખતે તમને બન્નેને એક માણસે જોયાં હતાં.”

છેલ્લું વાક્ય વોલેને ગજવામાંથી ઉમેર્યું હતું. પરંતુ તેની અસર આબાદ થઇ. એના શબ્દો સાંભળીને ડોસાનું મ્હોં એકદમ ઉતરી ગયું. હવે શું બોલવું તે તેને સમજાયું નહિં.

વોલેન તેના ખભા પર હાથ મૂકી બોલ્યો—

“ચાચા, આ કંઇ વિચાર કરવાનો વખત નથી. જે હોય તે સાચું કહી દો. નહિ તો મારે પોલિસમાં ખબર આપવી પડશે...”

“પોલિસમાં?”

“હા, કે તમે અમુક અમુક ચોરીનો માલ રાખ્યો છે. પોલિસને ખબર પડતાંજ તેઓ અહીં દરોડો પાડી તમારા ઘરની જડતી લેશે; તમને પકડશે. આખા ગામમાં ચોરીનો માલ રાખનાર તરીકે તમારૂં નામ ગવાશે ને તમારો ધંધો પડી ભાંગશે તે જુદો. કદાચ એ વાલસેટોને તમે ગમે ત્યાં

ડફ્ણાવી દીધા હશે તોયે એકવાર તમારા પર ચોંટેલો વહેમ દૂર થવાનો નથી. ને જ્યારે તમારૂં ભોપાળું ખુલ્લું થશે ત્યારેજ પોલિસ તમારો પીછો મૂકશે, એ યાદ રાખજો. બીજી તરફ—આમ જુઓ—જો તમે અત્યારે તે વાલસેટો મારે સ્વાધીન કરી દેશો તો હું તમને તેની પૂરી કીંમત—તમારે જેટલી ઓલિવિયાને આપવાની હોય તેટલી આપીશ—ને તમારી આ ચોરીનો માલ રાખ્યાની વાત પર ઢાંક-પીછોડો કરીશ. ને નહિ તો—મારે માટે રસ્તો ખુલ્લો છે."

ડોસાએ કંઈ જવાબ આપ્યો નહિ. કેટલીક વાર સુધી નીચું જોઈને બેસીજ રહ્યો. વોલેને પૂછ્યું—"કેમ, શું વિચાર કરો છો?"

"ભાઈ, તમે કહો છો તે બધી વાત ખરી. પણ બધી વાત મારા હાથમાં હોય તો હું તમને કહો તેવી મદદ કરૂં..."

"એટલે?"

"તમે મને બચાવવાનું વચન આપો તો હું બધું સાચે સાચું કહી દઉં."

"લ્યો, આ વચન." કહી વોલેને ડોસાને જોરથી તાળી આપી.

"ભાઈ.....વાત એમ છે...કે એ વાલસેટ મારી પાસે છેજ નહિ..." ડોસાએ લંબાવીને વાત કહેવા માંડી.

"કેમ, પાછી મારી સાથે ઠગાઈ કરવા માંડી કે?"

"ના. ભાઈ, ના." તેણે જવાબ આપ્યો: "આજે સહુવારે એ વાલસેટ મારી પાસે આવેલા એ વાત ખરી છે. પણ

અને એવી કીંમતી વસ્તુ રાખતાં બ્હીક લાગી તેથી મેં બપોરે ને બપોરે જ તેને બહારગામ પેક કરી દીધા.

“ બહારગામ ? એટલે ક્યાં ! ”

“ લંડન. ”

“ જૂઠ્ઠી વાત. ”

“ ના. ભાઇસાહેબ, ના. હું જે કહું છું, તે સાચું જ છે. તમારી ખાત્રી ન થતી હોય તો લ્યો આ જૂઓ. ”

એમ કહેતાં ગ્રેહ્યામચાચા ઉઠયા અને એક તારની ફાઇલમાંથી ટપાલ ઓફીસની રસીદ કાઢી વોલેનને બતાવવા લાગ્યા. તે રસીદમાં એક મોટા પાર્સલનું વજન, માપ વગેરેના આંકડા લખેલા હતા. તેજ દિવસની તારીખનો ટપાલ ઓફીસનો સિક્કો મારેલો હતો.

તે જોઇ વોલેન બોલ્યો:—“ચાચા, જો તમે કહો છો તે વાત ખરી હોય તો હું તમને કહું તે પ્રમાણે કરો. તમે જે માણસને આ વાલસેટ મોકલ્યાં હોય તેનું શરનામું મને આપો અને તેના ઉપર એક ભલામણનો કાગળ લખી આપો.”

“ તે માણસ મારો ભાગીદારજ છે. તેની દુકાનમાં મારો સાત આની ભાગ છે. ” ડોસાએ કહ્યું.

“ તે ગમે તેમ હોય તેની સાથે મને કાંઇ સંબંધ નથી. તમે માત્ર હું કહું છું તે પ્રમાણેનો મને એક ભલામણ પત્ર લખી આપો. ”

પહેલાં તો ડોસાએ જરા ગલ્લાંતલ્લાં કરવા માંડયાં.

પણ વોલેને પોલિસમાં ખબર આપવાની ધમકી આપી દમ ભરાવ્યો, એટલે તેણે કાગળ પેન્સીલ લઈને વોલેનની મરજી પ્રમાણેનો એક ભલામણ પત્ર લખી આપ્યો. આપીને તેણે કહ્યું:—"જૂઓ, ભાઈસાહેબ, તમે મારી સાથે દગો કરતા નહિ."

"હું...દગો કરૂં!"

"મારી પાસે વાલસેટ પડાવીને પછી મને પોલિસમાં પકડાવો......તો............"

"ચાચા, જરા મારા મ્હોં તરફ બરાબર ધ્યાનથી જૂઓ. હું એવો દગાબાજ દેખાઉં છું કે!"

"દેખાતા તો નથી. પણ દેખાવો પર વિશ્વાસ રાખીને હું ઘણી વાર ઠગાયો છું."

"ચાચા, મારે વિશે તમે જરા પણ અંદેશો રાખશો નહિ. જૂઓ–આ કાગળ લઈને હું સવારેજ લંડન જવા ઉપડીશ. ત્યાં જઇ તમારા ભાગીદારની તપાસ કરીશ. અને જો મને તેની પાસેથી વાલસેટો મળશે તો હું તરતજ પાછો આવી તમને તેની પૂરી કિંમત અને થોડાક રૂબલ બક્ષીસ તરીકે વધારે આપીશ. પણ જો આમાં તમે કંઈ દગો કરેલો માલમ પડશે તો પછી તમારી વાત તમે જાણજો." એમ કહી વોલેન પેલો કાગળ લઈ ગજવામાં મૂકી માથે હેટ ચઢાવી બહાર નીકળી પડ્યો.



## પ્રકરણ ૧૯ મું.

### હવાઇ કિલ્લા

વાંચનાર, આપણી વાર્તાના આ ખટપટી નાયકને એ ભેદી વાલસેટોની પાછળ દોડધામ કરતો છોડી હવે આપણે પેલા અંધકારમય કેદખાનામાં સડતા રૂશીઅન રાજકુમાર એલેકઝાંડરની ખબર લેવા જઇશું. પેલી બારણાં તળેની ફાટમાંથી પ્રવેશ કરનાર લાલ કાગળની કાપલી વાંચીને રાજકુમાર ધોળો પૂણી જેવો થઇ ગયો, ને એના ધ્રૂજતા હાથમાંથી કાગળની કાપલી ભોંય પર પડી ગઇ તેને આજે કેટલાયે દિવસો વીતી ગયા છે. મોટરો અને બગીઓમાં ફરનાર, પહાડોમાં અને જંગલોમાં શિકાર ખેલનાર, બાગ-બગીચા, નાટકચેટક અને સુંદરીસમાજમાં યથેચ્છ વિહાર કરનાર રાજકુમારને આ ભયાનક અંધકારવાળા ઓરડામાં આટલો બધો વખત સુધી ગોંધાઇ રહેવું પડે એ કેટલું બધું દુઃખમય લાગે એની કલ્પના વાંચકે જ કરી લેવી.

નિહિલિસ્ટ મંડળના સભ્યોના હૃદયમાં હવે ધીમે ધીમે જરા ડખડખો ઉત્પન્ન થવા લાગ્યો હતો. રૂશીઆના ઝારાધિરાજને મોકલવાનો ધમકીનો કાગળ તથા બીજા કાવતરાંના કાગળો વોલેનને સુપરત કર્યા તેને આજે લગભગ અઠવાડીયું થવા આવ્યું. વોલેને તેમને ખાત્રી આપી હતી કે હું પરમ દિવસે પીટર્સબર્ગ પહોંચીશ કે તરતજ તમને તારથી ખબર આપીશ, અને ટેરેન્ફ્સુને એ જોખમભરેલા પત્રો

સુપરત કર્યાના ખુશખબર જણાવીશ. તે પ્રમાણે એનો તાર અને પત્ર આજથી ચાર દિવસ પર આવવો જોઇતો હતો.– તેનું આજેયે કંઇ ઠેકાણું નથી.

સંધ્યાકાળ વીતી ગયો, અને બધીયે માનવી પ્રજા નિદ્રા દેવીની હુંફાળી ગોદમાં ધીમે ધીમે લપાવા લાગી ત્યારે શહેરના પેલા ખંડીએરવાળા ભાગમાં નિહિલિસ્ટ બ્રધરહુડની ગુપ્ત મીટીંગ ભરાવાનો વખત થયો. ત્યાં એક પછી એક સભ્યો આવવા લાગ્યા.

પરંતુ એ ભેગા થનાર બધાયે સભ્ય બંધુઓના પગ આજે થડકાતા હતા. દરેકના ચહેરા પર શોકનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. દરેકના અંતઃકરણમાં ભયને લીધે જોરથી ધબકારા થતા હતા. બધા આવી આવીને પોતપોતાની ખુરશીઓમાં બેઠા. પ્રમુખ સાહેબને આવવાને હજુ વાર હતી. તેમની અને બીજી બે ત્રણ ખુરશીઓ ખાલી હતી.

થોડીવાર સુધી ગુપચુપ બેસી રહ્યા પછી એક ખૂણા પરથી એક જણે પૂછયું:–"કેમ, કંઇ સાંભળ્યું કે ?"

"શું ?" પેલાએ સામો સવાલ પૂછયો.

પ્રશ્ન અસ્પષ્ટ હતો એ ખરૂં. પરંતુ ત્યાં ભેગા થયેલા દરેકને ખબર હતી કે એ પ્રશ્ન શી બાબતનો હતો અને તેનો શું અર્થ હતો. છતાં જાણે કોઈ વોલેન વિષે ન પૂછે તો સારૂં એવીજ ઉત્કંઠા દરેકના હૃદયમાં જાગ્રત થઈ હતી.

"વોલેન વિષે કંઇ સમાચાર આવ્યા ખરા ?" પેલાએ ખુલાસો કર્યો.

જવાબ આપનારે કપાળે હાથ મૂકયો; ને કહ્યું:–" હજુ સુધી તો કંઇ માલમ પડયું નથી." તેણે નિ:શ્વાસ નાંખ્યો.

બીજા બધા પણ નિ:શ્વાસ નાંખવા લાગ્યા. વોલેન વિષે કંઇ પણ ખબર ન આવે એટલે શું? એટલે એમજ કે તેના ઉપર કોઇ ભયંકર આફત આવી પડેલી હોવી જોઇએ–તે કદાચ પોલિસના હાથમાં સપડાયો હોય–તેની પાસેના કાગળીઆ જપ્ત થયા હોય–ને જો તેમ થયું હોય તો સત્યાનાશ! રૂશીઆની રાજસત્તાનો ભયાનક કુહાડો ગમે તે અણુચિંતવી ઘડીએ, ગમે તે અંધારી પળે, ગમે તે અને ગમે તેટલા નિહિલિસ્ટ બંધુના માથા ઉપર આવી પડે, એમાં કંઇજ શક જેવું ન હતું.

થોડીવાર પછી વૃદ્ધ પ્રમુખ સાહેબ પધાર્યા. તેમના મ્હોડા પર પણ શોક અને ચિંતાનાં ચિહ્ન હતાં. જો કે તેમણે એ લાગણીઓ છૂપાવવાનો પ્રયત્ન કર્યો હતો, છતાં તીક્ષ્ણ દૃષ્ટિવાળો જોનાર તેમના કપાળ પર પડેલી કરચળીઓને લીધે ઝટ છેતરાઇ જાય એમ ન હતું.

પોતાની ખુરશી પર બેસીને પ્રમુખ સાહેબે પૂછ્યું:–"કેમ, હજુ મર્કીંચ નથી આવ્યા?"

"નાજી."

"સાહેબ, વોલેન વિષે કંઇ......?" એક જણે પૂછવા માંડયું.

પ્રમુખ સાહેબે તેને વચમાંજ અટકાવ્યો ને કહ્યું.–"મર્કીંચને આવવા દો."

વાંચનાર !

લાંબી બીહામણી દાઢીવાળા, ઉંડી ચળકતી આંખવાળા, બહાર પડતી વિકરાળ દંષ્ટ્રાવાળા, ને જબ્બડ જેવા પડછંડ શરીરવાળા મર્કીચને તમેયે ભૂલી તો નહિજ ગયા હો. રાજકુમારને નાટકશાળામાંથી લલચાવી, મોહમાં નાંખી ફસાવનાર મૃગનયની મેરીઆ સ્ટીવેનાનો એ કઠોરહૃદયી બાપ હતો અને અત્યારે રાજકુમાર જે ઘરમાં કેદ થઈને પડયો હતો તે ઘરનો એ માલિક હતો.

પ્રમુખ સાહેબે એને આવવા દેવાની વાત કરી એટલે કેટલાક સભ્યોને જરા ઉત્સાહ આવ્યો, તેમનામાં જરા જરા આશાનો સંચાર થયો. તેમને લાગ્યું કે મર્કીચને ત્યાં કંઈક પણ સમાચાર આવ્યા હશે,--નક્કી આવ્યા હોવા જોઇએ.

પણ મર્કીચ આવ્યો ત્યારે તેના ચહેરા પરનાં નિશાન જોઈને એવું ધારનારની બધીયે આશા ધૂળ મળી ગઈ. તેની આંખો આજે તો પહેલાં કરતાંયે ખૂબ વિકરાળ દેખાતી હતી. તેણે પોતાના જમણા હાથની મુઠ્ઠી વાળી હતી; અને જાણે અમુક સવાલનો તડ ને ફડ નિકાલ કરી નાંખવાનો નિશ્ચય કરીનેજ એ આવ્યો હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. એના ચાલવાથી, એનું પગલું પડતાં, ઓરડાની જમીન ધ્રૂજતી હતી.

એની પાછળ સ્ટીવેના હતી. બંને જણાં આવી પોતપોતાની ખુરશી પર બેઠાં. બધા સભ્યો હવે ઉત્સુકતાથી તેમના તરફ જોવા લાગ્યાં.

"કેમ, હવે શું વિચાર છે?" મક્કમપણે, અક્ષરેઅક્ષર

પર ભાર મૂકીને મર્કીચ બોલ્યોઃ—"વોલેન વિષે હજુ કંઈ સમાચાર આવ્યા નથી. ને હવે કંઇ સમાચાર આવે એમ લાગતું નથી."

એમ કહી તેણે એક પછી એક બધા સભ્યોના મ્હોં તરફ જોયું. કોઇ કંઇ બોલ્યું નહિ.

થોડીવારે પ્રમુખ સાહેબે કહ્યું—"હવે આપણે શું પગલાં લેવાં તેનો વિચાર કરવાનો છે."

મર્કીચ એકદમ ઉછળીને ઉભો થયો.

"પ્રમુખ સાહેબ, આજે હવે એક વાર ને છેલ્લી વાર મારે જે કંઈ કહેવાનું છે તે કહી લેવા દો. આપણે માટે હવે વિચાર કરવાનો વખત રહ્યોજ નથી. જો આજે તમે બધા મારા કહેવા પ્રમાણે વર્તશો નહિ અને જે યોજના હું તમારી આગળ રજુ કરવાનો છું તેને ટેકો આપશો નહિ, તો—તો—યાદ રાખજો, ખાત્રી રાખજો, તમારી છાતીમાં કોતરી રાખજો કે આગળ ઉપર આપણને પસ્તાવાનો, મૂર્ખા ઠરવાનો, અરે, ગધેડા બનવાનોજ વખત આવશે. બોલો, હું કહું તે તમારે સાંભળવું છે!"

ચારે તરફથી "હા. હા. બોલો—બોલો—અમને સાંભળવા દો." એવા પોકાર થયા.

ભાષણ કરતી ઢબે મર્કીચ બોલવા લાગ્યો:

"ગૃહસ્થો, હું જાણું છું કે મારે જે કંઇ કહેવાનું છે તે નક્કી તમને કડવું લાગશે. તમારામાંના ઘણાખરા મોટા ખાનદાન કુળના છો અને તમારા દિલમાં દયાની લાગણી

વધારે પ્રમાણમાં ભરાયલી છે. ગૃહસ્થો, હું કંઇ દુનિયામાંથી દયાને છેક હાંકી કાઢવા માંગતો નથી. પરંતુ તમે ખાત્રીથી માનજો કે આપણા મંડળની કાર્યસિદ્ધિની બાબતમાં જો તમે દયા રાખીને વર્તશો તો જરૂર ખત્તા ખાશો. આપણે જેટલાં સાધનો આપણા હાથમાં હોય, ને આપણામાં જેટલી શક્તિ હોય તેનો પૂરેપૂરો ઉપયોગ કરીશું નહિ, તો આપણે જરૂર પસ્તાવાના; એમાં કંઈ શક નથી. વિચાર કરો કે આપણે કેવા ઉદ્દેશથી ભેગા મળ્યા છીએ! ને આપણે કેવા જુલમગાર શહેનશાહ કહેવાતા માણસની સામે માથું ઉંચક્યું છે! તમે જાણો છો કે તે નરપિશાચ આપણા પ્રત્યે પોતાની પૂરેપૂરી નિર્દયતાનો ઉપયોગ કરી રહ્યા છે, ને આપણા મહાન સાથીઓના ઉપર ન કહ્યા જાય એવા ભયાનક સિતમ તે મદાંધ રાજા ગુજારી રહ્યા છે; તેની સામે આપણે પણ એવાંજ કઠોર, એવાંજ ભયંકર સાધનો વાપરવા અને ઉપાયો યોજવા જોઇએ. તે વિના આપણો પત્તો ખાવાનો નથી. હું તમને કેટલાયે દિવસથી કહી રહ્યો છું કે વોલેનનો જવાબ આવે કે ન આવે, આપણા કાગળો પહોંચે કે ન પહોંચે તેની સાથે આપણે કાંઈ સંબંધ નથી. આપણે એક વાર આપણી શક્તિનો સ્વાદ ચખાડી તે લોકોને થથરાવી મૂકવા જોઇએ. તમે જાણો છો કે રાજકુમારને પકડવામાં આપણને કેટલી બધી જહેમત પડી હતી, આપણને કેટલી બધી યોજનાઓ ઘડવી પડી હતી, ખુદ સ્ટીવેનાને પણ કેટલી બધી ચાલાકી અને બુદ્ધિનો ઉપયોગ કરવો પડેલો.

"મહા મહેનતે અને સારા નસીબે આપણે આ રાજ-કુટુંબના એક રત્નને પકડી શક્યા છીએ. હવે જો આપણે એને આમ ને આમ સાચવ્યા કરીશું, ને ભોગજોગે, આપણા બધાના ફુટેલા નસીબને કારણે જો વોલેનનો કંઇ કમનસીબ ઘાટ ઘડાયો હશે તો રૂશીઆનું પોલિસ ખાતું તરતજ આપણા ઉપર તરાપ મારી આપણા આ કીંમતી કેદીને છોડવી લઈ જશે–તે વખતે, યાદ રાખજો કે આપણા મ્હોંડાં આવડાં થઈ જશે..." એમ બોલતાં એણે હાથના અને આંખોના કઠોર ચાળા કર્યા.

"પણ વોલેન......" કોઇક બોલવા જતું હતું.

તેને વચમાંજ તોડી પાડીને મકીંચ બોલ્યો—

"જહન્નમમાં ગયો વોલેન! અને જહન્નમમાં ગયો ટેરેન્ફેચ્યુ! વોલેનની અને એના કાગળની વાટ જોવામાં તમે તમારૂં બાયલાપણું બતાવો છો. તમારી નિર્બળતા દર્શાવો છો. તમે મોતથી ડરો છો, ખરૂં કેની! પણ યાદ રાખજો કે જીંદગી તો આજે છે ને કાલે નથી. આપણા મહાન વીરો ડયુનાજ્યુ અને બીજા બધા જેઓ આજે સાઈબીરીઆના વેરાનમાં રીબાતા પડ્યા છે તેઓ શું આપણી માફક મોતથી ડરતા હતા! નહિજ. તેમણે તો પોતાના દેશને ખાતર જાનની આહૂતિ આપવાનો નિશ્ચય કરેલો હતો. તે મહાન નરોનાં નામ ઇતિહાસમાં સુવર્ણને અક્ષરે નોંધાશે; અને આપણે હીચકારા–નમાલા–બાયલા, એક ધૂળ જેવી વસ્તુથી ડરીને હંમેશને માટે મૂર્ખા ઠરીશું. એટલુંજ નહિ, પણ તેમના કરતાંયે વધારે ભયંકર

મોતે મરીશું. શું તમને એવું ભવિષ્ય પસંદ છે? કે આ રાજકુમારને ઠાર કરીને આપણા શત્રુને થથરાવી મૂકવાનું અને જગતમાં એક વાર આપણી હાક વગાડવાનું પસંદ છે.”

એક તરફથી અવાજ આવ્યો:—“મર્કોચ કહે છે તે ખોટું નથી.”

“એમનું કહેવું સાચું છે.” બીજાએ તેને ટેકો આપ્યો.

“હિંમત અને આપભોગ વગર દેશસેવા થતી નથી.” ત્રીજાએ ઉમેર્યું.



## પ્રકરણ ૨૦ મું.

### યુવતિ-હૃદય

સંધ્યાકાળ થયો હતો.

રાજકુમાર નિકોલા અલેકઝાંડર પોતાના કારાગારમાં એક ખુરશી પર બેઠો હતો. તેને કપાળે કરચલીઓ પડી હતી. તે ઉંડા વિચારમાં પડી ગયો હતો.

વાંચનાર! આ વખતે એ શું વિચાર કરતો હશે તેની કલ્પના તું સ્હેલથી કરી શકશે. ઉછળતા લોહીના રાજવંશી

યુવાનને આવે પ્રસંગે કેદમાંથી કોઇ પણ ઉપાયે છૂટવા સિવાય બીજા શા વિચાર આવે!

એટલામાં તે ખંડનું દ્વાર ખખડયું. ચાવીના બાકોરામાં ચાવી ફર્યાનો અવાજ આવ્યો. દ્વાર અધખોલું થયું. ને કોઈકે અંદર પ્રવેશ કર્યો.

રાજકુમાર ઉભો થયો. બોલ્યો—"કોણ?"

"તમને અહીં તેડી લાવનાર." એમ બોલતાં સ્ટીવેનાએ મુખ પરથી બુરખો દૂર કર્યો.

પોતાને લલચાવી મોહમાં નાંખી ફસાવનાર આ યુવતિને જોતાંવાર રાજકુમારનું લોહી એકદમ ઉકળી આવ્યું. તેના હાથની મુઠ્ઠી વળી ગઇ—અને જો એનામાં યુરોપીય વાતાવરણનું સ્વાભાવિક વનિતાવાત્સલ્ય ન હોત, અથવા તો આવનાર વ્યક્તિ સ્ત્રીને બદલે પુરૂષ હોત તો એ મુઠ્ઠી વળેલા હાથે ક્યારનીયે પોતાની જાત જણાવી દીધી હોત.

પણ સ્ટીવેના સ્ત્રીજાત હતી, રૂપાળી હતી. હરિણી સરખાં એનાં મનોહર નેત્રો ગમે તેવા પાષાણહૃદયી પુરૂષના હૃદયને પણ પીગળાવે એવાં હતાં. ચંદ્રમા સાથે સ્પર્ધા કરે એવું એનું ગૌરવર્ણ મુખ જોતાં એના શત્રુઓનાં ચિત્ત પણ ડોલી ઉઠે—તો પછી એની સામે આ યુવાનની ક્રોધિત મનોવૃત્તિ ઝાઝો વખત કેમ ટકી શકે?

સ્ટીવેના અંદર દાખલ થયા પછી ઓરડાનું બારણું પાછું જેમ હતું તેમ બંધ થઇ ગયું. સ્ટીવેના યુવાન રાજકુમારની સામે જોતી કેટલીક વાર સુધી ઉભીજ રહી. બંનેમાંથી કોઈ

બોલ્યું નહિ.

"રાજકુમાર! મને ઓળખી?" થોડીવાર પછી સ્ટીવેના બોલી.

"ઓળખી." રાજકુમારે ટુંકોજ ઉત્તર આપ્યો.

"તમને મારા પ્રત્યે ક્રોધ આવતો હશે?"

"કેમ નહિ આવે?" રાજકુમારે સામો પ્રશ્ન પૂછ્યો.

"હું તમારી પાસે ક્ષમા માંગું છું."

"તેમાં શું વળ્યું!"

"તમને અહીં કંઇ દુઃખ તો નથીને?"

"દુઃખ?" રાજકુમારે જરા કડવું હાસ્ય કર્યું; ને કહ્યું:— "વનમાં સ્વચ્છંદે વિહરતા સિંહને પાંજરામાં પૂરતાં તે દુઃખી ન થાય એ બનેજ કેમ? ઉલટું આ સમયે તમારી આવી મશ્કરી મારા દુઃખને વધુ કઠોર બનાવે છે."

"હુ મશ્કરી કરતી નથી."

"મશ્કરી નહિ તો બીજું શું?"

"હું તો એમ પૂછું છું કે તમને અહાં કશી વાતની ખોટ છે?"

"મને અહીં ક્યાં સુધી રાખવાનો છે?"

"તમને પેલી ચીઠ્ઠીએ તે કહ્યુંજ હશે."

ચીઠ્ઠીનો વિચાર આવતાં, તેમાં લખેલી બીના યાદ આવતાં રાજકુમારનું મ્હોં કંઇક ફીક્કું પડી ગયું. સ્ટીવેનાએ તે જોયું. એને તેની દયા આવી. રાજકુમાર પોતાના નિર્દય પિતાના કૃત્યનો ભોગ થઇ પડ્યો હતો. જો એનો પિતા ઝાર નિહિલિસ્ટ

મંડળની શરત મુજબ નિહિલિસ્ટ કેદીઓને મુકત ન કરે તો ! તો આ રૂપાળા રાજકુમારની શી વલે થાય ?

અને રાજકુમાર નિકોલા અત્યંત રૂપાળો હતો એમાં તો કંઇજ શક નહિ. વૈભવ અને સંપત્તિની રેલમછેલમાં અવતરેલો અને ઉછરેલો હોવાથી આજ સુધી એણે મીઠું ગુલાબી જીવન ગુજાર્યું હતું. ચિંતાવિમુકત એનો હસમુખો ચહેરો દરેક જોનારનું સહજ આકર્ષણ કરતો. અત્યારે જો કે એને હસવાનો પ્રસંગ ન હતો છતાં એના પ્રફુલ્લ મુખ પરની મીઠાશ એને બીલકુલ ત્યજી ગઈ ન હતી. સ્ટીવેનાનું હૃદય એના સૌંદર્યથી ધીમે ધીમે આકર્ષાવા લાગ્યું હતું. તે શા માટે આકર્ષાતું હતું, અને એ આકર્ષણ કેવું હતું તેની એને પોતાને પણ સમજ પડતી ન હતી.

રાજકુમાર કેદી બન્યા પછી આજે પહેલીજ વાર એ તેને મળવા આવી હતી. એની મુલાકાત વિષે નિહિલિસ્ટ મંડળને જરાયે ખબર ન હતી. એણે પોતાના પિતાને પણ તે વિષે પૂછ્યું કે જણાવ્યુંયે ન હતું. એક માત્ર પેલો બહેરો ને મૂંગો ચોકીદાર અને રાજકુમાર સિવાય બીજું કોઈ પણ એ વાત જાણતું ન હતું.

× × × ×

તે રાત્રે મંડળની સભામાં એક ભયંકર ઠરાવ રજૂ થયો. મહા મહેનતે પોતાની જાળમાં સપડાયલા રાજવંશી કેદીનું શું કરવું તેનો નિશ્ચય કરી અમલ કરવાનું કામ લગભગ સર્વાનુમતે મર્કીચની ઇચ્છા પર છોડી દેવામાં આવ્યું. એક માત્ર

સ્ટીવેનાએ તે ઠરાવની વિરૂદ્ધ કે તરફેણુ કંઈજ મત આપ્યો નહિ. મર્કીંચે એ જોખમભરેલું કામ જરાપણ આનાકાની વગર માથે લઇ મંડળની અનુપમ સેવા બજાવવાનું સ્વીકાર્યું.

પછી પ્રમુખનો રીતસર આભાર માની સભા વિસર્જન થઈ. બધા સભ્યો એક પછી એક, જેવી રીતે ચોરને પગલે આવ્યા હતા તેવીજ રીતે ત્યાંથી વિખરાવા લાગ્યા. અંતે માત્ર ત્રણુજ જણાં રહ્યાં: મર્કીંચ, સ્ટીવેના અને વૃદ્ધ પ્રમુખ.

આખો ઓરડો શાંત હતો. ફાનસનો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો. પ્રમુખની સીગારેટનો ધુમાડો ઓરડામાં ધીમે ધીમે ચાલતો, ફેલાતો ઊંચો ચઢતો હતો.

મર્કીંચ એક મોટી આરામ ખુરશી પર બેઠો હતો; તે ઉંડા વિચારમાં પડેલો દેખાતો હતો. હાથમાં આવેલા કેદીની બાબતમાં પોતે કરેલો નિશ્ચય હવે કેવી રીતે અને કયારે અમલમાં મૂકવો તેનો એ વિચાર કરી રહ્યો હતો.

તેની બાજુમાં એક ખુરશી પર સ્ટીવેના બેઠી હતી. તેના મુખ પર નિરાશાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. તે નીચું જોઇને બૂટની અણી વડે જમીન ખણુતી હતી.

થોડી વારે પ્રમુખે તેની પાસે આવી તેને ખભે હાથ મૂકી પૂછ્યું:—"બેટા. સ્ટીવેના, તું કેમ કંઇ બોલતી નથી?"

સ્ટીવેનાએ ઉંચું જોયું. થોડીવાર સુધી તેણે ડોસાના મ્હોં સામું જોયાજ કર્યું. પછી બોલી: "કાકા, મને લાગે છે કે આ કંઇ ઠીક નથી થતું."

"કેમ?"

"આ તો નિર્દયતા છે—અન્યાય છે." સ્ટીવેના મૃદુ સ્વરે ગંભીરતાથી બોલી.

મકીંચે તે સાંભળ્યું.

"શું ઉઉઉઉ!" તે બોલી ઉઠયો:—"ત્યારે એ લોકો—એ મહેલમાં વસતા નરપિશાચો—આપણને આવો હડહડતો અન્યાય કરે તે આપણે સહન કરી બેસી રહેવું? શું તેઓ આપણા પ્રત્યે ઓછી નિર્દયતાથી વર્તે છે?"

"તેઓ તો નિર્દય છેજ........."

સ્ટીવેના આગળ બોલવા જતી હતી. પરંતુ મકીંચ વચમાંજ બોલ્યો: "ત્યારે આપણે એમના પ્રત્યે એમના જેટલાજ ઘાતકીપણાથી વર્તીએ તેમાં જરાયે ખોટું નથી," એમ કહી તેણે બેદરકારીથી સીગારેટનો એક લાંબો દમ ખેંચ્યો.

"પણ બાપુજી!"

સીગારેટના ઘેનમાં મકીંચે ન સાંભળ્યું. અત્યંત નમ્ર અવાજે—જાણે પોતાનુંજ જીવતદાન યાચતી હોય તેવી કરૂણાજનક વાણીથી—સ્ટીવેના પુનઃ બોલી:

"બાપુજી, મારૂં આટલું નહિ સાંભળો?"

મકીંચે પુત્રીની સામે જોયું; અને ધીમે અવાજે તે બોલ્યો:—"બોલ, તારે શું કહેવું છે?"

સ્ટીવેના પાસે આવી. પિતાની ખુરશી પાસે ઘુંટણભંડીએ બેસીને તેણે પૂછ્યું:—"મારૂં કહેલું માનશો?"

"તું કહે તો ખરી."

"આ રાજકુમારને મારી નાંખશો નહિ......"

"પણ ગાંડી, એમ કરવાથી—એને સાચવી રાખવાથી—શો ફાયદો છે?"

"ત્યારે એને મારી નાંખવાથી શો ફાયદો છે?"

"એના બાપને આપણી શક્તિનો ખ્યાલ તો આવશે."

"પણ એક નિર્દય પિતા ઉપર વેર વાળવા ખાતર તેના નિર્દોષ પુત્રનું ખૂન ન કરવું......"

"દીકરી, તું એમાં શું સમજે?......"

"પરંતુ અપરાધી એનો બાપ છે. આ રાજકુમારે તો આપણું કશુંયે બગાડયું નથી. આપણે તો એના બાપનું જ ખૂન કરવું જોઈએ."

"પણ તે કરવું સહેલું નથી." મર્કીચ ગંભીરતાથી બોલ્યો:—"ને તેમ કરવાથી કદાચ ડચુનાજ્યુ વગેરે પર વધારે આફત આવી પડે......"

"પણ બાપુજી, કોઈનુંયે ખૂન કર્યા વગર ડચુનાજ્યુ છૂટે, એમના બીજા સાથીઓ પણ મુક્ત થાય, તો?"

"તે કેમ બને?" મર્કીચે આશ્ચર્યથી પૂછ્યું.

"બાપુજી, તમે હાલ તમારો નિશ્ચય મોકુફ રાખો, મને પૂર્ણ સ્વતંત્રતાથી કામ કરવા દો. પછી જુઓ—કે હું કહું છું તે પ્રમાણે થાય છે કે નહિ." એમ કહી સ્ટીવેના આશાપૂર્ણ દૃષ્ટિએ પિતાની તરફ જોઈ રહી. મર્કીચે પ્રમુખના પ્રત્યે જોયું.

"મને લાગે છે કે સ્ટીવેનાની માંગણી મંજુર રાખવામાં

કશું નુકશાન નથી.” પ્રમુખે પોતાની મેળેજ સંમતિ આપી દીધી.

મર્કીંચ વિચાર કરીને બોલ્યો:–“ઠીક છે, ત્યારે તું પ્રયત્ન કર. પણ યાદ રાખજે કે ડયુનાજ્યુ વગેરેના મુક્ત થયા વગર હું આ રાજકુમારને જરા પણ છૂટો મૂકનાર નથી, હો !”

“તેમ કરવાનું હું કહીશજ નહિ. પરંતુ મને પૂર્ણ રીતે સ્વતંત્રતા મળવી જોઇએ.” સ્ટીવેના બોલતાં બોલતાં માથે હેટ મૂકી ઉભી થઇ.

“વારૂ. વારૂ. પણ ચાર દિવસમાં કામ થવું જોઈએ, હો !

“તે તો થશેજ.” એમ બોલતી એ મનોહર બાળા ઓરડો છોડી ગઇ.

તેના ગયા પછી થોડીવારે મૌન ભંગ કરતાં વૃદ્ધ પ્રમુખે કહ્યું:–“મને લાગે છે કે છોકરી રાજકુમાર સાથે પ્રેમમાં પડી છે...”

મર્કીંચ થોડીવાર વિચાર કર્યા પછી બોલ્યો:

“તેમ હશે તો...તેમ હશે તો...”

વાકય અધુરૂંજ રહી ગયું. આગળ શું બોલવું તે એને સમજાયું નહિ. એનું મગજ અનેક નવા સ્ફુરતા વિચારોથી ઘેરાઇ ગયું હતું.



# પ્રકરણ ૨૧ મું.

## —બે ડગલાં આગળ.

ગ્રેહામ ચાચાની ચિઠ્ઠી લઈને લંડન જવા નીકળેલો વોલેન સાંજના સાડાચાર વાગે વોલ્પોલ સ્ટ્રીટમાં આવી પહોંચ્યો. આ લત્તામાં લંડનના જૂના કટલરી સામાનવાળાઓ ને પુરાણી વસ્તુવાળાઓની દુકાન હતી. વોલેને બધી દુકાનોનાં પાટીયાં વાંચવા માંડયાં. અને એમ ધીમે ધીમે મહોલ્લાને એક નાકેથી બીજા નાકા તરફ જવા માંડયું.

વચમાં એક કમાનવાળા દરવાજા આગળ બંને તરફની ભીંતો પર પુષ્કળ પાટીઆં લગાડેલાં હતાં. તેમાંનું એક પાટીયું વાંચી વોલેન અટકયો.

મીડલમેન સ્ટ્રોંગ એન્ડ કું૦
એન્ટીકવીટી ડીલર્સ
(થર્ડ ફ્લોર.)

"હાઆઆઆશ ! આખરે પત્તો લાગ્યો ખરો." વોલેને આરામથી ઉંડો શ્વાસ ખેંચ્યો. ગજવામાંથી ગ્રેહામ ચાચાની ચિઠ્ઠી કાઢી નામ બરાબર સરખાવી જોયું. અને પછી સામેના પગથીઆં ચઢવા માંડયાં.

થર્ડ ફ્લોર—ત્રીજે માળે—જઈને વોલેને મીડલમેન કંપ-

નીની ઓફીસ શોધી કાઢી. પોતાના નામનું કાર્ડ મોકલી મેનેજરને ખબર આપી. થોડી વારે પીઓન આવી તેને અંદર તેડી ગયો.

ત્યાં એક વિશાળ ટેબલ આગળ કાળા કાચના ચશ્મા પહેરીને એક જુવાન બેઠો હતો. વોલેનને જોઇ તેણે ઉભા થઇ કહ્યું: "ગુડ ઇવનીંગ, જેંટલમેન." એમ કહી તેણે વોલનને એક ખુરશી પર બેસાડયો. વોલેને ગ્રેહામ ચાચાની ચિઠ્ઠી રજુ કરી. તે વાંચીને મેનેજર બોલ્યો:

"આપને ગ્રેહામ ચાચાએ મોકલ્યા છે, એ જાણી મને ઘણોજ આનંદ થાય છે. ગ્રેહામ ચાચા સાથે અમારે ઘણોજ જુનો સંબંધ છે. તેઓ બહુજ ભલા, મળતાવડા ને પ્રમાણિક ગૃહસ્થ છે. અમારે આટલા વર્ષોના વહેવારમાં એમની સાથે કદિ પણ ઝઘડો થયો નથી......"

"ગ્રેહામ ચાચાની પ્રમાણિકતા વિષે મને પણ પૂરેપૂરો અનુભવ છે." વોલેને વ્યંગમાં કહ્યું.

પરંતુ કયાં તો પેલો સમજ્યો નહિ, અથવા તો સમજવા છતાં તેણે ભોળાપણાનો ડોળ ઘાલ્યો; તે બોલ્યો:- "હોવોજ જોઇએ. વારૂ કહો, આપનો શો હુકમ છે?"

વોલેને વિચાર કર્યો કે અહીં જરા યુકિતથી કામ લેવામાં આવશે તોજ સીધી રીતે જોઇતો ખુલાસો મળી શકશે. તેણે કહ્યું:—

"મેં ગ્રેહામ ચાચાની મારફતે મારા બે વાલસેટો અહીં તમારા પર મોકલાવ્યા છે તે..........."

"તમારા વાલસેટ !" પેલાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"હા. કેમ ? તમને નવાઈ લાગે છે ?"

"હાસ્તો. અમને ગ્રેહામ ચાચાએ એ વાલસેટો તમારા કે બીજા કોઇ માણુસના છે એવું જણાવેલુંજ નહોતું."

"પણ તેથી શું થયું ?"

"અમે તો તે વાલસેટ વેચી નાંખ્યા......"

"હેં ! ખરેખર ?"

"હા. અમે તો તેને કાલે સાંજેજ વેચી નાંખ્યા ને આજે સવારે તો તેના પૈસા અમારા ચોપડામાં જમે પણ થઇ ગયા છે."

"તમે મોટી ભૂલ કરી છે. ભલા માણુસ, એ વાલસેટો ભયંકર છે."

"એટલે ?"

વોલેન ધીમે અવાજે બોલ્યો:—"એ તો ચોરીનો માલ છે, ચોરીનો."

વાત સાંભળીને પેલો પ્રથમ તો ચમક્યો. પળવાર વોલેનના સામું બારીક નજરે જોઈ રહ્યો. પછી બેદરકારીથી હસતાં હસતાં બોલ્યો:—"હોય નહિ. મારા સાહેબ, એવું હોય નહિ. ગ્રેહામ ચાચાએ મોકલેલો માલ કદિ પણ વહેમભરેલો હોયજ નહિ. સાહેબ, તમે ભૂલતા હશો."

"હું ભૂલતોજ નથી." વોલેને દમામથી કહ્યું: "આમ જૂઓ. હું વીચેનાના પોલિસ ખાતા તરફથી આવ્યો છું. જે

વાલસેટ ગ્રેહામ ચાચાએ તમારા પર મોકલ્યા છે તે ચોરીનોજ માલ છે એમ અમને ખાત્રી છે; ને તે પૂરવાર કરવા માટે અમારી પાસે પૂરતી સાબિતીઓ છે. ગ્રેહામ ચાચાએ પણ અનેક દમદાટી મળ્યા પછીજ આખરે એ વાત કબૂલ કરી છે. ને હવે તમે તેમાં નામુક્કર જવાનો પ્રયત્ન કરશો તો–યાદ રાખજો કે–વગર વાંકે ફસાઈ પડશો. માટે સીધી રીતે તમે એ વાલસેટો જેને વેચાતા આપ્યા હોય તેનો પત્તો મને આપો, અને તે માણુસ પર એક ચિઠ્ઠી લખી આપો, જેથી તે તરતજ મને તે વાલસેટો સુપરત કરે. એમ કરવામાં તમને કે તમારા ગ્રાહકને કોઈ પણ રીતે નુકસાન થવાનું નથી. એ વાલસેટની પાછળ જે કંઈ પૈસા તમે કે તેણે ખરચ્યા હશે તે બધા વ્યાજ સહિત પાછા મળશે. પરંતુ જો તમે મને આ બાબતમાં ઉડાવવાનો પ્રયત્ન કરશો, તો વીયેનાની પોલિસ તરફથી તમને વિનાકારણ ખૂબ પજવવામાં આવશે. એટલુંજ નહિ, પણ તમારી આખી દુનિયામાં ફજેતી થશે. તમારો ધંધો પણ જોખમમાં આવી પડશે."

વોલેનના શબ્દોની અસર થઈ ખરી. એણે કહેલાં વાકયો પેલા સાહેબના મગજમાં ઉતરતાં હોય એમ લાગ્યું. તે ઉંડા વિચારમાં પડયો; અને થોડીવારે બોલ્યો:–"ઠીક છે. તમે જરા બેસો. હું અંદર જઈ સ્ટ્રોંગ સાહેબની સલાહ લઈ આવું."

એમ કહીને તે ઉઠયો, અને પોતાની ઓરડીની બહાર બીજી એક નાની ઓરડી હતી તેમાં ગયો. ત્યાં સ્ટ્રોંગ સાહેબ બેઠા હતા. તેની પાસે જઈ તે વાત કરવા લાગ્યો.

આ તરફ વોલેનના મનમાં ભારે ચટપટી થવા લાગી. એક નજીવા દેખાતા વાલસેટની જોડીની પાછળ ભટકતો ભટકતો એ કયાંથી કયાં આવી લાગ્યો હતો ! કયાં નિહિલિસ્ટ મંડળ ? કયાં મેડમ ડેમીડા ? કયાં કાર્ડીનલ મહારાજ ? કયાં ટેરેન્ક્યુ ? ને–પોતે ? તે બધાંથી કેટલો બધો છૂટા પડી ગયો હતો !

તે શાને માટે ?

એક માત્ર પેલા વાલસેટોના પોલાણુમાં ભરાયલા ભેદી કાગળીઆં માટે. હાય ! જો એણે એ ભયંકર કાગળો પીટર્સબર્ગ પહોંચાડવાનું માથે લીધુંજ ન હોત તો ?–તો અત્યારે વીયેનાની આસપાસના કોઈ શાંત શીતળ ગામડામાં અથવા તો પોલાન્ડમાં આવેલી પોતાની જન્મભૂમિમાં જઇને એ કેવો સુખચેનથી આરામ લેતો હોત !

પણુ હવે તો એ બધું સ્વપ્નવત્ હતું. એક વાર એ વાલસેટો એના હાથમાંથી–કબજામાંથી–ગયા, કે થઇ ચૂકયું. ને તે કોની પાસે ગયા ? મેડમ ડેમીડાના હાથમાં–રૂશીઅન જાસુસના હાથમાં ? ને તેની પાસેથી તે ચોરાયા ? વળી જરાતરા પત્તો–લાગ્યો–ન લાગ્યો. ને–?

વોલેનને પેલી કદરૂપી ઓલિવિયા સાંભરી. તેનું દારૂ પીધા પછી બેડોળ ને ગંદુ બનેલું મ્હોં એની માનસ દૃષ્ટિ આગળ આવી ખડું થયું. કયઝર–વિજય હોટલનો તે ઘોંઘાટીઓ નાનકડો ઓરડો એની આંખ આગળ તરવરી રહ્યો. ને દારૂના ઘેનમાં લગભગ બેભાન જેવી દશામાં પોતે ઓ-

લિવિયાને છોડી હતી તે......

પણ આ શું ? મીડલમેન કંપનીના મેનેજરના ટેબલ પરથી એક કાગળ પવનના સુસવાટાને લીધે ઉડીને વોલેનના ખોળામાં આવ્યો. વોલેને તે હાથમાં લઇ જોયો ! ને ચમકયો. આ શું ? આ તો ગ્રેહામ ચાચાએ વાલસેટની સાથે લખી મોકલેલો કાગળ ! એમાં ચોકખું લખ્યું હતું, કે—"આ શક ભરેલો માલ છે. પોલિસ પાછળ પડેલી છે. જેમ બને તેમ જલદી ઓછેવત્તે ડફ્ણાવી દેજો." વગેરે. વોલેનની આંખોમાં વિજયના હર્ષનું તેજ આવ્યું. એણે કાગળની ઘડી વાળી દબાવી દીધી.

થોડી વારમાં મેનેજર આવી પહોંચ્યો. તેના ચહેરાનો રૂવાબ ફરી ગયો હતો. તેણે પોતાની ખુરશી પર બેસતાં કહ્યું:—"સ્ટ્રોંગ સાહેબ તો કહે છે કે તમારી વાત સાચી હોય એમ બનેજ નહિ."

વોલેને તેના કરતાં બમણા રૂવાબથી કહ્યું: "સ્ટ્રોંગ સાહેબની વાત સાચી હોય એમ બનેજ નહિ." એમ બોલતાં તેણે પેલો ઘડી વાળેલો કાગળ તેની સામે ધરીને ઉકેલવા માંડયો.

સત્યાનાશ ! આવો મુદ્દાનો કાગળ વોલેનના હાથમાં જઇ પડેલો જોઇને પેલો મેનેજર તો ડઘાઇજ ગયો. તે આમ તેમ ફાંફાં મારવા લાગ્યો. કાંઇ સમજ ન પડવાથી તેણે વોલેનના હાથમાંથી તે કાગળ ઝૂંટવી લેવાનો પ્રયત્ન કર્યો— કાગળ પર તરાપ મારી; પરંતુ વોલેન પ્રથમથીજ ચેતેલો

હતો. તેણે એકદમ હાથ વાંસા પર લઈ લીધો, અને હોઠ પીસી ગંભીર મક્કમ અવાજે કહ્યું: "ખબરદાર! હવે જરા પણ ચાલાકી વાપરી તો આવી બન્યું જાણજે."



## પ્રકરણ ૨૨ મું.

### મોકાણના સમાચાર.

આખરે મીડલમેન કંપનીના માલિકોનાં 'પોતીયાં ઢીલાં' થયાં ખરાં. વોલેને તેમને બરાબર સપાટામાં લઈને ખૂબ તડકાવ્યા. એટલે તેમણે વાલસેટ લઈ જનાર માણસનો પત્તો આપ્યો.

તે એક વૃદ્ધ અમીર (લૉર્ડ) હતો. તેનું નામ રેડબર્ડ સાહેબ. જાતે ઘણાજ પુરાણા હતા તેથી તેમને બધી જૂની પુરાણી વસ્તુઓ ઉપર ખૂબ પ્રેમ હતો. પોતાના મહેલ જેવડા મકાનમાં એમણે અનેક ઐતિહાસિક વસ્તુઓ પ્રાચીન દંતકથાઓ વાળી ચીજો, પુસ્તકો, સિક્કાઓ, તામ્રપત્રો, અસલના સમયની કારીગરીવાળી ફ્રેમો, તખ્તાઓ ને એવી એવી અનેક બીજી અજાયબીઓનું પ્રદર્શન એકઠું કર્યું હતું.



મેનેજર ઉધાઈ ગયો ને તેણે વોસેનના હાથમાંથી તે કાગળ ઝુંટવી લેવા તરાપ મારી.

એ બધી વસ્તુઓની પાછળ એણે સેંકડો ને હજારો પાઉન્ડનો ધૂમાડો કરેલો હતો. કોઇ પણ જૂના સામાન વાળાની દુકાને કોઈ નવી–પુરાણા સમયની–અજાયબીભરેલી વસ્તુ આવ્યાની એને ખબર પડે કે તરતજ એ તે દુકાને જઇને મ્હોં માંગ્યા પૈસા આપીને તે વસ્તુ લાવ્યા વગર રહેજ નહિ. દુકાનદારો પણ એને ઓળખી ગયા હતા. અને પોતાને ત્યાં કંઇ નવાઇ જેવી વસ્તુ આવે કે તરતજ આ ડોસાને ખબર આપતા, ને ઘણું ખરૂં તે તરતજ તેમને ત્યાંથી એ વસ્તુ ખરીદી જતો.

મીડલમેન કંપનીમાંથી આવીજ રીતે તે વાલસેટો ખપી ગયાં હતાં.

રેડબર્ડ સાહેબનું સરનામું લઇને વોલેન પાછો ભટકવા નીકળી પડયો; મહા મહેનતે તેણે રેડબર્ડ સાહેબ જે મહોલ્લામાં રહેતા હતા તે મહોલ્લો શોધી કહાડયો. પેલા મેનેજરે આપેલી નિશાનીઓને આધારે રખડીને તેણે લગભગ દોઢ કલાકે રેડબર્ડ સાહેબનું ઘર શોધી કહાડયું. એ વખતે સાંજનું અંધારૂં પૂર્ણ રીતે ફેલાઇ ગયું હતું, માત્ર થોડે થોડે અંતરે મૂકેલા કોરપોરેશનના દીવાઓનો મંદ પ્રકાશ રસ્તાઓ ઉપર ફેલાયલો હતો.

રેડબર્ડ સાહેબના બારણામાં એક બુઢ્ઢો નોકર ઉભેલો હતો. વોલેને તેની પાસે જઇને સાહેબનો મેળાપ કરાવવા કહ્યું.

પેલો નોકર નિરાશાપૂર્ણ અવાજે બોલ્યો. “ સાહેબ, તમે કયાંથી આવ્યા? આટલા બધા મોડા ? આટલા બધા મોડા ? ”

"કેમ ?" વોલેને પૂછ્યું.

"હવે મારા શેઠનો મેળાપ નહિ થાય." તે ધીમે ધીમે બોલ્યો:–"હવે તો કદિ નહિ થાય."

"પણ કેમ ?" વોલેને અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

"સાહેબ, મારા શેઠને ગુજરી ગયાને બે કલાક થઇ ગયા છે."

સમાચાર સાંભળીને વોલેન ઠંડોગાર થઇ ગયો. એની બધીયે આશા પળવારમાં ઉડી ગઇ. મૂઢ જેવા બનીને એણે તે દ્વારપાળ સામે જોયાજ કર્યું.

થોડીવારમાં તે મકાનના બારણામાંથી એક પૌઢ વયનો પાદરી અને બે સ્ત્રીઓ બહાર નીકળ્યાં. મરનારનું અંતકાળનું 'કનફેશન' (પાપોની કબૂલત) લેવાને માટે તે પાદરી ત્યાં આવ્યો હતો. બંને સ્ત્રીઓ રેડબર્ડ સાહેબની દૂરની સગી હતી. બંનેનો તેની મિલકત પર થોડો થોડો હક હતો.

વોલેને થોડે દૂર તેમની પાછળ જઇને પછી તેમાંની એક જે મોટી દેખાતી હતી, તેને ઉભી રાખીને રેડબર્ડ સાહેબ એકાએક કેવી રીતે ગુજરી ગયા તેની તપાસ કરી.

"શું કરીએ, ભાઇ ?" પેલીએ આંખમાં આંસુ લાવી જવાબ આપ્યો:—"દેહનો કંઇ ભરોસો છે ! કાલે તો સાજા સમા હતા, ને આજે એકદમ છાતી બંધ થઇ, ને સાફ થઇ ગયા......બહુ ભલા માણસ......બહુ ભલા......"

"બેએક દિવસ પર તેઓ કોઇ ઠેકાણેથી જૂનાં વાલ-સેટ ખરીદી લાવેલા ખરા ?" વોલેને તેને આશ્વાસન આપીને

પૂછ્યું.

"હારે ભાઇ. વીશ હજારના વાલસેટ તો એમણે બે દિવસ પરજ ખરીદેલાં છે. પણ હવે તેને કોણ વાપરનાર છે!"

"કેમ!"

"એમને કંઈ સંતાન નથી. ને આવતી કાલે બપોરે તો એ વાલસેટ ને બીજી ત્રીજી બધીયે વસ્તુઓનું જાહેર લીલામ થનાર છે."

"જાહેર લીલામ!" વોલ્લેને કંઇક આશ્ચર્યથી પૂછ્યું.



## પ્રકરણ ૨૩ મું.

### આફતનો અંત

ઉપરની ઘટના બની ગયાને આજે ચાર દિવસ પૂરા થયા છે.

સંધ્યાકાળ થયો હતો. પેલા અંધકારમય કારાગારમાં રાજકુમાર ખિન્ન હૃદયે એક ખુરશી પર બેઠો હતો. એના અંતઃકરણમાં અનેક વિરોધી વિચારોનું તુમૂલ યુદ્ધ ચાલી રહ્યું હતું.

અચાનક એણે બારણુાંની ફાટમાંથી એક કાગળને અંદર પ્રવેશ કરતો જોયો. એના હૃદયમાં આનંદ પ્રગટ્યો. બારણાં પાસે જઇ એણે કાગળ હાથમાં લીધો. અંદર નીચેના શબ્દો લખેલા હતા.

"રાજકુમાર, આજે રાત્રે બાર વાગ્યા પછી જો તું તારી આંખો પર કાળો રૂમાલ બાંધશે, તો તને આ કેદખાનામાંથી મુક્ત કરવા માટે ચાર માણસો તારા ઓરડાને બારણે ઉભા રહેશે. તને ગાડીમાં બેસાડી રસ્તા પર છૂટો મૂકવામાં આવશે, પણ ખબરદાર—જો તેં આંખ પરથી રૂમાલ ખસેડી તે માણસોને ઓળખવાનો પ્રયત્ન કર્યો, તો યાદ રાખજે,—તેજ ક્ષણે તારી ગરદન પર ઝઝૂમી રહેલી તરવાર તારા જીવનનો અંત લાવી નાંખશે."

ચિઠ્ઠી વાંચીને રાજકુમારના અંતરમાં આશા તેમજ આનંદનો સંચાર થયો. પરંતુ એ આનંદમાં ચિંતા અને ગભરાટનું સંમિશ્રણ હતું. આવી રીતે પોતાને કેદ પકડનારની ઓળખ મળ્યા વગર માત્ર તેની દયાથી છૂટવામાં એના જેવા રાજકુમારને કંઇક નામોશી પણ લાગતી હતી. નામોશીને ગણકારીને આ કેદખાનામાં પડ્યા રહી સડ્યા કરવાનું યે એને ગમ્યું નહિ. ગમે તેમ—રાત્રે જે થાય તે જોવાનો એણે નિશ્ચય કર્યો.

રાત પડી, અને ધીમે ધીમે કલાકો એક પછી એક વીતવા લાગ્યા, અગીઆર, સાડા અગીઆર ને અંતે બારના ટકોરા પણ સંભળાયા. રાજકુમારના હૃદયમાં ખળભળાટ થવા લાગ્યો.

થોડીવારે એણે દૂર દાદર પર પગલાં અફળાતાં સાંભળ્યાં.

એણે ધાર્યું કે નક્કી તે લોકો આવી પહોંચ્યા.

તરતજ બારણાંની કળમાં ચાવી ફરતી સંભળાઇ. બારણું અડધું ઉઘડયું. અને એક જણે ડોકીયું કર્યું. અંધકારને લીધે રાજકુમાર તેનો ચહેરો જોઇ શકે એમ ન હતું.

"કેમ, તૈયાર છો?" પેલાએ પૂછ્યું.

"હા. ચાલો." રાજકુમારે ઉત્તર આપ્યો.

પેલાએ ગજવામાંથી મોટો કાળો રૂમાલ કાઢયો. રાજકુમારની આંખો પર કચકચાવીને બાંધ્યો. પછી બોલ્યો. "બલુકીન, અંદર આવો."

બીજા ત્રણ જણા અંદર આવ્યા. તેમણે રાજકુમારના બંને હાથ મજબુત પકડયા. પછી બધાએ ચાલવા માંડયું.

રાજકુમારને ઓરડામાંથી બહાર કાઢયો. પછી એક દાદર આવ્યો તેના પગથીઆં ઉતરતાં પોતે રસ્તામાં આવ્યો હોય એમ એને લાગ્યું, કારણ કે પવન ઠંડો વાતો હતો.

એક જણ બોલ્યું: "ગાડીમાં બેસવાનું છે."

રાજકુમારનો એક પગ ગાડીના પાવરા પર મૂકાવવામાં આવ્યો અને તેને ગાડીમાં ગોઠવી બધા તેમાં બેસી ગયા.

જરાયે હુકમ આપ્યા વગર ગાડી સડસડાટ દોડવા લાગી. રાજકુમારને પેલી કાર્નિવલવાળી રાત સાંભરી. તે દિવસે પણ વરદીની વાટ જોયા વગર ઘોડા હંકારાયા હતા. આજે એની સાથે એજ ગાડીમાં પેલી મૃગનયની લલનાને બદલે ચાર લઠ્ઠ જેવા પુરૂષો બેઠા હતા.

લગભગ અડધો કલાક સુધી રાજકુમારની બુમ દોડતીજ

રહી. એ દરમ્યાન લગભગ અડધો ડઝન વાર ઘોડાએ દિશા ફેરવી હોય એમ એને લાગ્યું. અચાનક ગાડી ઉભી રહી.

"નીચે ઉતરો." એક જણ બોલ્યો.

બધાએ હાથ પકડી રાજકુમારને નીચે ઉતાર્યો. ગાડીનું બારણું ફડાક કરતું બંધ થઇ ગયું. ને તરતજ પૂર વેગથી ઘોડા દોડવા લાગ્યા.

રાજકુમારે તરતજ આંખ પરથી રૂમાલ છોડયો. આંખો ચોળીને જોયું તો આખો રસ્તો શાંત અને અંધકારમય હતો. આસપાસના ઘરોનાં બારીબારણાં બંધ હતાં. માત્ર દૂરથી પેલી દોડી જતી ગાડીનો ખખડાટ સંભળાતો હતો.

ધીમે ધીમે એણે એક તરફ ચાલવા માંડયું. કેટલેક દૂર ગયા પછી એને એક બે માણસ મળ્યા.

"ભાડુતી ગાડી કયાં મળશે?" એણે તેમને પૂછયું. તે લોકોએ મોટા બજારની દિશા બતાવી. ઠંડીમાં ઠુઠવાતો તે મહામહેનતે બજારમાં જઇ પહોંચ્યો. ત્યાં બે ત્રણ વિકટોરીઆ ઉભી હતી. તેમાંની એકમાં એ ચઢી બેઠો. અને ઇમ્પીરીયલ હોટલ તરફ હાંકવાનો હુકમ કર્યો.



# પ્રકરણ ૨૪ મું.

## એક વાર, બે વાર, ત્રણ વાર

ઇમ્પીરીયલ હોટલના પગથીઆં પર જેવો રાજકુમારનો પગ પડયો તેવાજ સેંટ્રલ ટાવરનાં ઘડીઆળમાં ત્રણના ટકોરા થયા. આ વખતે પણ હોટલના નીચેના ભાગમાં થોડી થોડી માણસોની આવજા હતી. ઉપલો ભાગ શાંત હતો. દરવાજા પરનો પીઓન સ્ટૂલ પર બેઠો બેઠો ઝોકતો હતો. રાજકુમારના પગલાંનો ઘસારો સાંભળીને તે જાગી ઉઠયો.

"પધારો સાહેબ, પધારો." તે નમન કરતાં બોલ્યો: "કંઇ બહાર ગામ ફરી આવ્યા કે શું?"

"હા." રાજકુમારે બેદરકારીથી ટુંકો જવાબ આપ્યો. બહાર ગામ કેવી મોજ પડી હતી તે તો એનું મનજ સમજી શકે એમ હતું.

"સાથે સામાન કંઈ નથી ?"

"ના."

પીઓન પાછો પોતાના સ્ટૂલ પર બેસી ગયો. રાજકુમાર પોતાના ખંડ તરફ ચાલ્યો. જઇને બારણાંની પાસે મૂકેલું બટન દબાવી ઘંટડી વગાડી.

બારણું તરતજ ઉઘડયું. રાજકુમારનો રૂશીઅન ચોબદાર આંખો ચોળતો હતો. પોતાના માલિકને આવે વખતે આવી પહોંચેલો જોઈને તે ચમકયો, ને એકદમ જાગ્રત થઈ ગયો.

"આવી પહોંચ્યા, સાહેબ?... અચાનક!... બીલકુલ

ખબર આપ્યા વગર !...."

એ ચોબદારને એમજ જણાવવામાં આવ્યું હતું કે રાજકુમાર કોઈક મિત્રને મળવા બહારગામ ગયા છે. પરંતુ અત્યારે રાજકુમારનો વેશ જોતાં એને એ બાબતની સચ્ચાઈ વિષે વહેમ પડવા લાગ્યો હતો.

રાજકુમાર સીધો કાઉન્ટ લેરોસ્કીના ઓરડામાં ગયો. ત્યાં એક કોચ ઉપર અનેક બિહામણા સ્વપ્નાંઓ અનુભવતો, સાઇબીરીઆની સિંધવની ખાણોમાં ખણખણતી લોખંડી જંજીરોના ભણકારા સાંભળતો એ ડોસો મહા મહેનતે નિદ્રા પામી સૂનો હતો. રાજકુમારે તેને બૂમ પાડી જગાડ્યો.

જાગતાંને વાર પોતાની સામે રાજકુમારને પ્રત્યક્ષ ઉભેલો જોઇને કાઉન્ટ લેરોસ્કીનું હૃદય કેવું ખળભળી ઉઠ્યું હશે તેનું વર્ણન કરવાની શક્તિ આ કલમમાં નથી. પળવાર તો એને એમજ લાગ્યું કે આ હું સ્વપ્નજ જોઉં છું કે શું ?— પણ જ્યારે ખરેખરો રાજકુમાર નિકોલસ સહીસલામત પાછો આવી પહોંચ્યો છે એવી એની ખાત્રી થઈ, ત્યારે એ તેને જોરથી ભેટી પડ્યો. તેનું ગળું ભરાઈ આવ્યું. કંઠ રૂંધાઈ ગયો અને ઘણો સમય સુધી તે કાંઇ બોલી શક્યો યે નહિ.

અંતે રાજકુમારે બધી હકીકત સમજાવી. એક મૃગનયની લલના પોતાને મોહમાં ભુરકી નાંખી લઈ ગઈ— —પોતાને આટલા દિવસ સુધી અમુક કાવતરાં મંડળવાળાઓએ કેદમાં રાખ્યો અને આખરે, કોણ જાણે શાંયે કારણસર પેલીજ મૃગનયની લલનાએ પોતાને એ કેદખાનામાંથી આવી

વિચિત્ર રીતે મુક્તિ અપાવી—એ બધું રાજકુમારે ટુંકામાં કહી સંભળાવ્યું.

"તમને ત્યાં દુઃખ તો ઘણું પડયું હશે !"

"શારીરિક દુઃખ જરાયે ન હતું; પણ ત્યાંના એકાંતની ભયંકરતા તેથીએ વધારે દુઃખદાયક હતી. મારૂં ચિત્ત આ બનાવથી ઘણું ખિન્ન થઇ ગયું છે. મારે હવે આ શહેરમાં રહેવું નથી."

\+ \+ \+

બીજે દિવસે સ્હવારે જે વખતે રૂશીઅન મેઇલ ટ્રેન રાજકુમાર તથા તેના બંને સાથીઓને લઇને પીટર્સબર્ગ તરફ દોડતી હતી, તેજ વખતે લંડન શહેરમાં પેલા લોર્ડ રેડબર્ડ સાહેબના કમ્પાઉન્ડમાં તેમની મિલકતનું જાહેર લિલામ ચાલી રહ્યું હતું. ખરીદદારોનાં ટોળાં તે ઠેકાણે ઉભરાયાં હતાં. મોટાં મોટાં ટેબલો, કબાટો, તીજોરીઓ, પલંગો, ઝુમ્મરો ને એવી એવી વસ્તુઓ લિલામમાં મૂકાઇને ચપાચપ ઉપડી ગઇ. અંતે વારો આવ્યો પેલા બે પુરાણા તકલેદી વાલસેટોનો.

વાંચનાર ! લિલામમાં બિડ આપવાને તલસી રહેલા ટોળામાં પરદેશથી આવેલો એક યુવાન લોકોની ગીર્દીમાં કચરાતો કચરાતો પણ આગળ ધસતો હતો. તે કોણ હતો ! તને તે જણાવવાની જરૂર નથી. વોલેન સિવાય—ભયંકર કાગળોની કાસદગીરી કરતાં ખુવાર થયેલા વોલેન સિવાય—એ બીજો કોણ હોય !

થોડીવારે લિલામનો મુકાદમ બોલ્યો—"ચાલો શેઠીઆ

લોકો, હવે આ વાસલેટ જોડી—આપો બિડ."

"છટ્! એમાં તે શું માલ છે? ડાબરાં જેવા તો દેખાય છે!" એક જણ બોલ્યો.

મુકાદમ—"સાહેબ, જે છે તે એજ છે, આપને ઠીક લાગે તે બિડ આપો."

"દશ પાઉન્ડ." એક જણ હસતાં હસતાં બોલ્યો.

મુકાદમ—"શું દશજ પાઉન્ડ? સાહેબ, જરા વિચાર તો કરો........"

તે આગળ બોલવા જાય તે પહેલાં એક ખૂણામાંથી અવાજ આવ્યો—

"એક સો પાઉન્ડ."

બધા ચમક્યા. ને તે બોલનાર તરફ જોવા લાગ્યા. દશને માથે સો પાઉન્ડની બિડ આપનાર આ જુવાનીઓ કંઈ બાટલા ઢીંચીને આવ્યો છે કે શું! એવીજ શંકા ઘણાને તો થઇ. એક ડોસાએ તો ધીમે સાદે કહ્યું પણ ખરું: "ભલા માણસ, જોઇ વિચારીને બોલજો. કંઈ પોરવાઇ નહિ જાઓ તે સંભાળજો. વાસલેટ જૂનાં છે."

વોલેન બોલ્યો—"કંઇ ફીકર નહિ, સાહેબ. મને જૂની વસ્તુનો શોખ છે." મુકાદમ તરફ જોઇને તે ફરી બોલ્યો—"એક સો પાઉન્ડ."

મુકાદમ મોટો ઘાંટો પાડી બોલ્યો—"એક સો પાઉન્ડ એક વાર, બે વાર...એક સો પાઉન્ડ."

થોડી વાર સુધી કોઇ બોલ્યું નહિ. મુકાદમે બે ત્રણેક

વખત બૂમ પાડી, પણ કોઇએ ચઢતી બિડ આપી નહિ. આખરે તે ઘાંટા પાડી બોલ્યો: "ચાલો ભાઇ, આ વાલસેટ જાય છે. કોઇને વધવું હોય તો બોલો. એક સો પાઉન્ડ એક વાર, બે વાર......"

જાણે રૂપાની ઘંટડી ખખડી હોય તેવો, વીણાના સ્વર જેવો–મીઠો ને મધુરો અવાજ કમ્પાઉન્ડના દરવાજા તરફથી આવ્યો:

"એક સો પચીસ પાઉન્ડ!"

વોલેન ચમક્યો. તેણે દરવાજા તરફ જોયું. આ શું? મેડમ ડેમીડા! એ અહીં ક્યાંથી આવી!

બંનેની નજર મળી. બંનેએ એકબીજાને ઓળખ્યાં. પરંતુ અહીં એમને પરસ્પર વાત કરવાનો અવકાશ નહોતો. વાત કરે તોયે લોકોના ઘોંઘાટ તથા ગીર્દીને લીધે સાંભળી શકે એમ ન હતું. મુકાદમે તરત બિડ ઉપાડી લીધી–"એકસો ને પચ્ચીશ પાઉન્ડ, એક વાર બે વાર......"

"દોઢસો" વોલેને બિડ આપી.

"બસો." ખૂણામાંથી અવાજ આવ્યો.

બધા લોકો એક બીજાના મ્હોં સામું જોવા લાગ્યા. આવા તકલેદી ને નજીવા દેખાતા વાલસેટ માટે બસો પાઉન્ડ! નક્કી એ વાલસેટમાં કંઇ ને કંઇ ભેદ હોવો જોઇએ–બિડ આગળ ચાલી—

"સવા બસો."

"ત્રણસો."

વોલેન ગભરાયો. જ્યારે એ પચ્ચીશનો કુદકો મારતો હતો ત્યારે મેડમ ડેમીડા પચાસ પોણ્ડોની છલ્લંગ મારતી હતી. વોલેનને સાંભરી આવ્યું કે મેડમ ડેમીડા તો રૂશીઅન જાસુસ છે, એની પાસે તો ઢગલાબંધ પૈસા છે.

પણ તેથી શું થયું ! મેડમ ડેમીડા પાસે ભલેને રૂબલના ભંડાર હોય, ને ગમે તેવા ભેદી કારણસર ગમે તેટલી કીંમત આપીને પણ તે આ વાલસેટો ખરીદવાજ માંગતી હોય, તોયે એના હાથમાં એ વાલસેટો જવા દેવાયજ કેમ ? એક વાર વાલસેટ મેડમ ડેમીડાના હાથમાં ગયા પછી નિહિલિસ્ટ મંડળનું શું થાય! મર્કોચનું, વૃદ્ધ પ્રમુખનું અને બીજા બધાયે ગુપ્ત સભ્યોના ડોકાં તેમના ધડથી છુટાં થયાં વગર રહેજ કેમ? તેમનાં ભયંકર કાવતરાં પુરવાર કરવા માટે પેલા ગોબાવાળા વાલસેટની અંદરનાં કાગળીઆ ઉપરાંત બીજી કોઈ પણ વસ્તુની જરૂર પણ રહે ખરી કે?

પણ વાલસેટ માટે પૈસા જોઇએ; તે ક્યાંથી લાવવા ? વોલેન પાસે પોતાનું કેટલુંક દ્રવ્ય હતું. ઉપરાંત નિહિલિસ્ટ મંડળનું આશરે દશ હજાર રૂબલનું એક ફંડ હતું. મર્કોચ અને બીજા બધા સભ્યોને પૈસા કરતાં જીંદગી અને આબરૂ વધારે વહાલાં હોવાંજ જોઇએ. શું તેઓ આવી કટોકટીને વખતે—આવી ભયંકર ક્ષણે—એ ફંડમાંથી નાણાં ખરચવા માટે આનાકાની કરશે ?

ધીમે ધીમે બિડ આગળ વધવા લાગી. વોલેન બોલ્યો:—
“ સાઠી ત્રણસો ”

" ચારસો. "

" પાંચસો. "

" સાતસો. "

વોલેન વિચાર કરવા થંભ્યો. મેડમ ડેમીડા તો ક્યારની સમજી ગઇ હતી કે સાતસો રૂપીઆ આપીને આ વાલસેટો ખરીદવા એ વોલેનની શકિતની બહાર હતું; એટલુંજ નહિ પણ અત્યારે ઉપરાચાપરી બિડ આપીને એ જે ઝુંબેશ ચલાવી રહ્યો હતો તેની પાછળ કંઈ ભેદ હોવોજ જોઇએ. એમ પણ એની ખાત્રી થઈ ગઇ હતી. એથી ગમે તે ભોગે પણ એણે વાલસેટ ખરીદવાનો નિશ્ચયજ કરી લીધો હતો. વોલેન આગળ વધ્યોઃ

" સાડી સાતસો. "

" આઠસો. "

લોકોને પણ હવે ગમ્મત પડવા લાગી. આ ચડસા-ચડસી ક્યાં સુધી આગળ ચાલે છે તે જોવાને કેટલાક તલપી રહ્યા હતા. ચડસાચડસી વધવાનાં કારણો વિષે કેટલાક તો કંઇ કંઇ અનુમાનો બાંધીને જાહેર કરતા હતા. સામસામી બંને પાર્ટીને પાનો ચઢાવી ઉશ્કેરતા હતા.

" સાડી આઠસો " વોલેન બોલ્યો.

" નવસો. "

" નવસો પચાસ. "

" એક હજાર ને એક "

હજુ મેડમ ડેમીડા થાકતી નથી એવું જોઇને વોલેનને

ખૂબ ચીઢ ચ્યઢી. તે એકદમ ઉશ્કેરાઇને ખૂબ વધીને બિડ આપતાં બોલ્યો:

"તમારા એક હજાર તો મારા બે હજાર—બે હજાર પૂરા રોકડા. હવે બોલો જોઉં."

ડેમીડા વિચારમાં પડી. એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે વોલેન આટલો મોટો કુદાકડો મારશે. એને પોતાને પૈસા ખર્ચવાની સત્તા હતી એ ખરૂં, પરંતુ એ સત્તાનેયે હદ હતી. આવા નજીવા દેખાતા વાલસેટ માટે બહુ ભારે રકમ ખરચી નાંખવા માટે રૂશીઅન સરકાર તરફથી ઠપકો મળે તો!

ડેમીડા ધીમે ધીમે પાસે આવી. જે ટેબલ પર લિલામી વાલસેટ ગોઠવેલા હતા તેની પાસે જઇને તે બરાબર નિરીક્ષણ કરવા લાગી. વાલસેટને આમથી તેમથી ધારી ધારીને જોતાં જોતાં અચાનક એને એક વિચાર—વિદ્યુતના ચમકારા પેઠે સ્ફુરી આવ્યો. તે વોલેન તરફ જોઇને બોલી:

"મી. વોલેન!"

"મેડમ."

"તમે આ વાલસેટ લેવાનો નિશ્ચય કર્યો છે?"

"અલબત્ત"

"મારી માંગણી કબૂલ રાખશો?"

"કહો જોઇએ."

મેડમ ડેમીડા પળવાર ચૂપ રહી. પોતાને સ્ફુરેલો નવો વિચાર કેવી યુક્તિથી પ્રદર્શિત કરવો તેનો એણે તરતજ

નિશ્ચય કરી નાંખ્યો. પછી બોલી:

"મારે પણ એ વાલસેટ વગર ચાલે એમ નથી."

"ત્યારે લઈ લોને–વધે તેનો માલ છે." વોલેને બેદરકારીથી કહ્યું.

"પણ હું એકજ વાલસેટથી ચલાવીશ. બીજું વાલસેટ તમે લ્યો."

વોલેનને અત્યાર સુધીમાં આ વિચાર સુઝયોજ ન હતો એણે તો એકજ વાલસેટમાં પોતાના કાગળો ગોઠવી દીધેલા હતા. ત્યારે પછી શા માટે બન્ને વાલસેટ મેળવવાને વ્યર્થ ફાંફાં મારવાં જોઈએ ? માત્ર એને પેલું ગોબાવાળું વોલસેટ મળવું જોઇએ.

"તમારી માંગણી મને કબૂલ છે. પણ........."

"પણ—શું ?"

"મને મારી ઇચ્છા મુજબનું વાલસેટ મળવું જોઇએ." વોલેને કહ્યું.

"ઠીક. તમારે કયું વાલસેટ જોઇએ ! બોલો."

વોલેને ટેબલ પર જમણી બાજુએ પડેલાં વાલસેટ તરફ આંગળી કરી કહ્યું:—"પેલું."

ડેમીડાની આંખો આનંદના આવેગથી ઝબકી ઉઠી. હાઆઆઆશ ! એ જમણી તરફનું વાલસેટ ભલે જતું ! એને તો ડાબી તરફનું વાલસેટ જોઇતું હતું. એણે જ્યારે પોતાનાં ભેદી કાગળોઆં ગોઠવ્યાં ત્યારે બરાબર નિશાની રાખી હતી. એના વાલસેટની મદનમૂર્તિને ખભે ગોબો પડેલો

હતો. અને અત્યારે ડાબી બાજુએ પડેલા વાલસેટમાં એ ગોબો સ્પષ્ટ દેખાતો હતો. પછી ગભરાવાની શી જરુર ! ડેમીડાએ ઉત્સાહથી વોલેનને કહ્યું:

"કબૂલ છે. કબૂલ છે. ચાલો તમે જમણી તરફનું વાલસેટ લેજો. મને ડાબી તરફનું વાલસેટ આપશો તો ચાલશે. જરાક ગોબાવાળું છે. પણ કંઇ ફીકર નહિ. હું ચલાવી લઇશ. કહો. એ ગોબાવાળા વાલસેટ માટે હું તમને શું આપું ?" એમ કહેતાં ડેમીડાએ પોતાના ઝભ્ભામાંના ગજવામાંથી નોટાનો ચોડો કાઢયો.

"કશું નહિ." વોલેને હસતાં હસતાં કહ્યું.

"કેમ ?"

"હું તમને વોલસેટ ભેટ આપું છું."

"હેં ! ખરેખર !" " ડેમીડા જાણે માનતી ન હોય તેમ બોલી.

"હા. ખરેખર. લ્યો, હમણાંજ આપું છું." એમ કહેતાં વોલેન એકદમ મુકાદમના ટેબલ પાસે ગયો; અને ત્યાંથી ડાબી બાજુએ પડેલું વાલસેટ હાથમાં લઇ તેણે ડેમીડાને આપતાં ફરી કહ્યું:—લ્યો, આ ભેટ. મારા તરફની બક્ષિસ."

ડેમીડા ગળગળી થઇ ગઇ· એને જે જોઇતું હતું તે મળ્યું—તેનો આનંદ એટલો બધો ઉપજ્યો—ને ઉભરાયો હતો કે મહા મહેનતે એના હોઠમાંથી નીચેના શબ્દો બહાર પડ્યા: "ઓહ ! મી. વોલેન, આ ભેટ માટે હું તમારો શો ઉપકાર માનું ? મારી પાસે તેને માટે શબ્દો નથી..."

"તમારો આનંદ એજ મારો બદલો છે. તમે સુખેથી આ

## નિહિલિસ્ટોના પંજામાં



ખૂકહમ મોટા સાદ પાડી બોલ્યો—" એક સો પાઉન્ડ...એક વાર બે વાર ......"

વાલસેટ લઈને ઘેર જાઓ. હું બંનેના પૈસા ચુકવી દઈશ."

મેડમ ડેમીડાને હવે અંતરમાં ચટપટી થવા લાગી હતી. ઘેર જઈને વાલસેટનું બટન દાબી તેના થડમાંથી પોતાના ગુપ્ત કાગળીઆં કાઢી લેવાને તેનું મન તલપાપડ થઈ રહ્યું હતું. વોલેનના શબ્દો મુખમાંથી બહાર પડયા કે તરતજ તેણે એક વાર "થેંક્યુ વેરી મચ" એમ કહીને પોતાનું વાલસેટ લઇ ચાલવા માંડયું. બધા લોકો તેની પાછળ જોવા લાગ્યા. થોડે દૂર ગઈ એટલે ટોળામાંથી કોઈ અટકચાળું બોલ્યું: "ફાવી ગઇ."

વોલેને તે સાંભળ્યું તે હસ્યો અને બોલ્યો "હા. ઓ યસ ! ખરેખર ફાવી ગઇ." એમ કહેતાં તેણે સરકારી મુકાદમના રજીસ્ટર પર સહી કરી આપી અને વાલસેટ ખરીદ્યા તેની ચોથાઇનો ચેક લખી આપ્યો. મુકાદમે વોલેનનું નામ ઠામ ઠેકાણું વગેરે લખી લીધું; ને પછી ટોળા તરફ જોઈ બોલ્યો "હુર્રે ! હુર્રે ! હીપ હીપ હીપ હુર્રે ! આ નસીબદાર વાલસેટ જોડી માટે હુર્રે !"

જ્યારે વોલેન અને ડેમીડાની ટપાટપી ચાલતી હતી ત્યારે કેટલાક લોકોને એમ લાગેલું ખરૂં કે આ વાલસેટના લિલામમાં કંઇ ભેદ હોવો જોઇએ, અને જ્યારે "ત્રણ વાર" બોલાશે ત્યારે તે ભેદનો ખુલાસો થશે ખરો. પરંતુ તેમ ધારનારા લોકો પણ મુકાદમે બોલાવેલી આ 'હુર્રે'ના ઘોંઘાટમાં ભેદની વાત વિસરી ગયા અને બધાની સાથે ભળી જઇને બોલ્યા—

'હુર્રે ! વાલસેટની હુર્રે !"

# પ્રકરણ ૨૫ મું

## તે આ ન હોય

રેડબર્ડ સાહેબના કમ્પાઉન્ડની બહાર એક ચારઠ ઉભી હતી. મેડમ ડેમીડા પોતાના વાલસેટ સાથે તે ચારઠમાં જઇ બેઠી અને કોચમેનને "સિલ્વર" હોટલ તરફ હાંકવાનો હુકમ આપ્યો. એજ હોટલમાં એણે પોતાનો મુકામ રાખ્યો હતો.

ગાડીમાં બેસીને એણે પોતાની સામેની બેઠક પર વાલસેટ ગોઠવ્યું. એને મન તો ઘણું થયું કે લાવ અહીંજ બટન દબાવી જોઉં, પરંતુ ગાડી ખુલ્લી હોવાથી રખેને કોઇ જોઇ લે એવા ભયે તેણે પોતાના મનને જેમ તેમ દબાવી રાખ્યું.

છતાં—

એની નજર પેલા મદનરાજના ખભા પર પડી. ને એને વહેમ પડયો. શું તે દિવસે જોયેલો ગોબો આવોજ હતો? કેમ કહી શકાય? પંદર દિવસની વાત. નાના સરખા વાલસેટ ઉપર વટાણા જેવડો ગોબો પડેલો તે આડો હતો કે ઉભો તે આજે કેવી રીતે સંભારી શકાય? ડેમીડાના હૃદયમાં ધબકારા વધવા લાગ્યા; રખેને ખોટુંજ વાલસેટ—એકને બદલે બીજુંજ વાલસેટ—આવી ગયું હોય તો? ડેમીડાએ છાતી પર હાથ મૂકી અંદર ચાલી રહેલા તોફાનને શમાવવા પ્રયત્ન કર્યો.

* * * *

પોતાનું અમૂલ્ય વાલસેટ લઇને વોલેન પોતાનાં મુકામે

આવ્યો. પોતાના રૂમમાં આવી બારણું અંદરથી બંધ કર્યું. વાલસેટને ટેબલ પર ગોઠવીને એણે પેલું ગુપ્ત બટન દાબવા માંડયું.

વાંચનાર! તું ખાત્રીથી માનજે કે એ વખતે એનો હાથ થરથર ધ્રૂજતો હતો. હાય! છેલ્લા પંદર વીશ દિવસના ભયંકર દોડધામીઆ બનાવોની ઘટમાળ! એ બનાવોનો વિચાર કરતાં પણ વાલેનને ખુબ ધ્રૂજારી આવતી હતી. અત્યારે—આજ ક્ષણે એ ભયંકર ઘટમાળનો અંત આવવાનો હતો. તેની સાથે ધ્રુજારી પણ શમી જવાની હતી. શમવાને ખાતરજ તે અત્યારે વધારે ઉછળતી હતી.

બટન દબાયું. થડમાંનું પોલાણ ખુલ્લું થયું. કાગળનું બંડલ બહાર નીકળ્યું.

બંડલ હાથમાં આવતાંજ વેલેનનું હૃદય ખૂબ જોરથી ધબકવા લાગ્યું. એણે મુકેલું તે બંડલ આવું તો નહોતુંજ. બંડલ પર બાંધેલી દોરી છોડતાં વેલેનને આજના જેટલી વાર કદિ લાગી નહિ હોય. દોરી તુટતાં કાગળો ખુલ્લા થયા. પહેલાજ કાગળ પર નીચે મેડમ ડેમીડાનું નામ જોઇને વેલેનની આંખે તમ્મર આવ્યા. તે પાસેની એક ખુરશી પર બેસી ગયો. એના પોતાના કાગળીઆં કયાં જતાં રહ્યાં! જરૂર તે ડેમીડાએ લીધાં હશે અને તેને બદલે આ ધમકીના કાગળ એણેજ મૂકયા હશે.

એવા વિચારમાં—ને વિચારમાં—મૂઢ જેવો બનીને વેલેન કોણ જાણે કયાં સુધી તે ખુરશીમાં બેસી રહ્યો. જ્યારે

તે જાગૃત થયો ત્યારે તેણે બારણા પર ટકોરા થતા સાંભળ્યા. ઝટ ઉઠીને કાગળોનું બંડલ ટેબલના ખાનામાં સંતાડી દીધું. ટેબલને ચાવી દઇ, વાલસેટનું પોલાણ બંધ કરી તેણે બારણું ઉઘાડયું. બહાર એક દાસી હાથમાં બંધ પાકીટ લઇને ઉભી હતી. પાકીટ વોલેનને આપતાં તે બોલી;

“ મારી બાઇએ આ ચીઠ્ઠી મોકલી છે ને જવાબ મંગાવ્યો છે. ”

વોલેને પાકીટ હાથમાં લઇ ફોડયું. અંદરથી ચીઠ્ઠી કાઢી વાંચવા લાગ્યો.

ડીઅર મિ૦ વોલેન,

હવે તો તમને પણ સમજ પડી ગઇ હશે કે આપણે બંને એક બીજાના કબજામાં આવી ગયાં છીએ; બંને એક બીજાની જાળમાં સપડાયાં છીએ. જે રીતે તમારા ભેદી કાગળીઆં મારા હાથમાં આવ્યાં છે, તેવીજ રીતે મારા ગુપ્ત કાગળીઆં તમારા હાથમાં પડેલાં હોવાં જોઇએ.

હવે શું કરવું ?

હવે શું કરવું તેનો વિચાર આપણે ભેગાં મળીનેજ કરીશું તે ઠીક પડશે. નાહક એક બીજાને દુનિયામાં બેઆબરૂ કરવાથી શો લાભ છે ?

તમે આજે રાત્રે સાડા સાત વાગે સિલ્વર હોટેલ રૂમ નં** માં મને મળવા આવશો તો આપણે બેઉ મળીને બંનેને અનુકૂળ થઇ પડે એવો ઘાટ ગોઠવીશું.

રાતના જમવાનું અહીંજ રાખશો.

લી. તમારી

રૂમીલા

વોલેન ચિઠ્ઠી વાંચી ચમક્યો. શું ડેમીડાનાં પોતાનાં ગુપ્ત કાગળીઆં મારા હાથમાં છે?

દાસીને બહાર બેસવાનું કહી, વોલેને પાછું બારણું બંધ કરી ટેબલ ઉઘાડ્યું. કાગળોનું બંડલ કાઢી જોયું. અહાહા! ખરેખર! આ તો એના જાસુસી ખાતાના હેવાલો! જે જીવ જતાંયે કોઈના હાથમાં જવા ન જોઇએ, તે. અત્યારે વોલેન એ કાગળોની મદદથી ડેમીડાને સહેજવારમાં ફજેત કરી શકે એમ હતું. આખી દુનિયામાં ડેમીડા જાસુસ તરીકે હડધુત હડધુત થઇ જાય ને રૂશીઆના ગુપ્તચર ખાતાનો ખૈફ એની ઉપર ઉતરે તે જૂદો. જાસુસી ખાતાનાં ગુપ્ત કાગળીઆં બીજાના હાથમાં જવા દેવાની બેદરકારી માટે રૂશીઆની સરકાર એને માથે ગુપ્ત રીતે શું શું વીતાડે તે તો કહી શકાય પણ નહિ.

વોલેનનું હૃદય અભિમાનથી ફુલવા લાગ્યું. "જો એ મને મારાં બધાં કાગળીઆં પાછાં આપે નહિ તો—? તો હું એને પણ આખી દુનિયામાં ફજેત કર્યા વગર નહિ રહું." એમ એણે નિશ્ચય કરી નાંખ્યો.

થોડીક વારે એણે એક કાગળ લઇ જવાબની ચિઠ્ઠી લખી:

ડીઅર મેડમ ડેમીડા,

સાંજે સાડા સાત વાગે હું તમને તમારે મુકામે મળીશ. આપણે સાથે જમીશું એ કબૂલ. પરંતુ આપણે જે ઘાટ ગોઠવીએ તેથી આપણા વચ્ચે જીંદગીભરની મિત્રાચારી ન થાય તો તે નિષ્ફળ જશે, એ ધ્યાનમાં રાખવાનું છે.

વિશેષ રૂબરૂમાં— લી. તમારો **વોલેન**

ચિઠ્ઠી પાકીટમાં બંધ કરી દાસીને આપી. દાસી નમન કરીને ચાલતી થઈ.



## ઉપસંહાર

વાંચનાર ! હવે આપણી આ લાંબી નવલકથાનો અંત આવ્યો છે.

સાંજે વોલેન પાંચ વાગ્યાનો તૈયારી કરવા મંડ્યો. ન્હાઇ ધોઈ ચોક્ખા થઇ, કોલર નેકટાઇની ટાપટીપ કરી સજ્જ થતાં એનો લગભગ દોઢ કલાક નીકળી ગયો. સવા સાત વાગે ઠરાવ્યા કરતાં પા કલાક વહેલોજ—એ સિલ્વર હોટેલમાં જઈ પહોંચ્યો.

ડેમીડા એ વખતે એની વાટ જોતીજ બેઠી હતી. એણે આજે જમવાને માટે ખાસ વાનગીઓ તૈયાર કરાવી હતી. ટેબલ પર એક સ્વચ્છ ચાદર પાથરીને જુદી જુદી વાનીઓ માટે તાસકો ગોઠવેલી હતી.

વોલેનને જોઇ ડેમીડાએ ઉઠીને સામા આવી તેનો સત્કાર કર્યો. એ વહેલો આવી પહોંચ્યો તે બાબત એને

જરાયે આશ્ચર્ય ન ઉપજ્યું. કારણ કે—પોતે પણ અડધો કલાક થયાં તેને મળવાને આતુરતાથી વાટજ જોઇ રહી હતી.

બંને જણાં ટેબલ આગળ જઇ બેઠાં ને વાતો કરવા લાગ્યાં. બંનેએ એક બીજાની હકીકત પૂછી. કેવી રીતે, કેવા સંજોગોમાં, ને શા કારણથી બંનેએ તે કાગળો વાલસેટમાં ગોઠવ્યા હતા, તે પરસ્પર સમજાવ્યું.

ઓડરબર્ગ સ્ટેશન પર ચોરી થવાથી મેડમ ડેમીડા ત્યાંજ ઉતરી પડી અને ત્યાંના પોલિસ ઇન્સ્પેકટરને મળી. સાંજે એણે છાપામાં છપાયલી હકીકત વાંચી—ને તરતજ વીયેના પાછી આવી. ત્યાં એને વોલેન પણ વાલસેટની શોધમાં પડયો હતો એ વાતની ખબર પડી.

બીચારો વોલેન એમજ ધારતો હતો કે ઓલિવિયાની ઓરડી પર દરોડો પડયા પછી પોતે શું શું કર્યું તેની કોઇને ખબરજ ન હતી. પરંતુ વીયેનાની ચબરાક પોલિસની આંખો સતત એના ઉપર ઠરેલીજ હતી. મેડમ ડેમીડાને પોલિસ ઇન્સ્પેકટર તરફથી બધી ખબર મળ્યાજ કરતી હતી. વોલેન જે સ્ટીમરમાં લંડન જવા ઉપડયો તેની પછી પહેલીજ સ્ટીમરમાં મેડમ ડેમીડા નીકળી પડી હતી. એને રૂશીયન છૂપી પોલિસની અથાગ મદદ હતી. છેવટ સુધી એ વોલેનની પાછળજ મંડી રહી હતી; અને લિલામમાં બરાબર અણીને વખતે એ ત્યાં આવી પહોંચી હતી.

મેડમ ડેમીડાએ એ બધું વોલેનને વિસ્તારપૂર્વક સમજાવ્યું.

તે સાંભળીને વોલેને કહ્યું—"લિલામના દરવાજા પર તમને જોતાંજ મારા હૃદયમાં ખરેખર ચીરાડો પડ્યો હતો."

"કેમ? તમે મારાથી ડરતા હતા?"

"બીજું તો શું? પણ તમે મારા કાર્યમાં વિઘ્ન નાંખશો એવો ભય તો હતોજ."

"ત્યારે મેં તમને ખૂબ પજવ્યા. ખરૂંને?"

વોલેન હસ્યો; ને બોલ્યો—"કંઇ ફીકર નહિ."

"હવે હું એ પજવણીનું પ્રાયઃશ્ચિત કરવા ધારૂં છું."

"કેવી રીતે?"

"તમારા હૃદયમાં મેં પાડેલો ચીરાડો રૂઝાય એવી રીતે."

ડેમીડા આગળ કાંઇ બોલી નહિ. વોલેને આગળ કાંઇ પૂછ્યું નહિ. બંને જણા નેત્રોથીજ વાતો કરવા લાગ્યાં.

વાંચનાર!

વોલેન ત્રીશ વર્ષનો છે. મેડમ ડેમીડા અઠ્ઠાવીશ વર્ષની છે. બને દેખાવડાં ને સુંદર છે. બંનેની સ્થિતિ ય એક બીજાને અનુરૂપ છે, બંને એકબીજાના ગુહ્યતમ ભેદ જાણે છે, બંનેની ચોટલી અરસપરસ એક બીજાના હાથમાં છે અને બંનેના હૃદયમાં હવે એકબીજા માટે પ્રેમ પણ પ્રગટ્યો છે, તો પછી તેઓ એકબીજાને પરણી જાય તો તેમાં તને કાંઇ વાંધો છે?

× × × ×

બીજે અઠવાડીએ વોલેન અને ડેમીડા પાછાં વીયેના આવ્યાં. ત્યાં રવિવારે હોફબર્ગ દેવળમાંજ તેમનાં લગ્ન થયાં.

એ વખતે પેલાં કમનસીબ વાલસેટા જ્યાં પહેલાં હતાં ત્યાંજ—તેમની મૂળ—જગાએ—ગોઠવેલાં હતાં; અને તેના વૃક્ષની ડાળીએ ડાળીએ ગોઠવેલી મીણબત્તીઓના પ્રકાશમાં વર્જીન મેરીની દેદિપ્યમાન મૂર્તિ ઝળહળી રહી હતી.

અને એમનો હસ્તમેળાપ કોણે કરાવ્યો, તે ખબર છે? આપણા સુપરિચિત કાર્ડીનલ મહારાજે. અને ખુદ આસ્ટ્રીઆના રાજા ફ્રાન્ઝ જોસફ જાતે તે વખતે ત્યાં હાજર હતા.

વાંચનાર! પોતે મહા પ્રયાસે પ્રાપ્ત કરેલા અને પોતાની પ્રિયતમાને ભેટ તરીકે પાઠવેલા એ ભેદી વાલસેટને પાછા પોતાની મૂળ જગા પર આવી બેઠેલા જોઈને રાજા ફ્રાન્ઝ જોસફને અને તેની કાસદગીરી સ્વીકારનાર કાર્ડીનલ મહારાજને પણ કેવું આશ્ચર્ય થયું હશે તેનું વર્ણન કરવાની શક્તિ આ લેખિનીમાં નથી. તે કલ્પના તું જાતેજ કરી લેજે.

× × ×

રાજકુમાર કેવી રીતે છુટયો તે વિશે વાંચકના મનમાં ઉત્સુકતા રહીજ ગઇ હશે. એની પાસેથી એક પત્ર લખાવીને સ્ટીવેના તેજ રાત્રે પીટર્સબર્ગ જવા ઉપડી ગઈ હતી. ત્યાં જઇ એણે ના. ઝારની મુલાકાત માટે માંગણી કરી. મહા મહેનતે એને પરવાનગી મળી. મોંઢા પર બુરખો નાંખી એ હિંમતવાન બાળા ઝારાધિરાજની હજૂરમાં હાજર થઈ. ને એણે પેલો પત્ર રજુ કર્યો.

પત્ર વાંચીને ઝારાધિરાજનાં ભવાં ચઢી ગયાં—"શું મારો યુવરાજ કેદમાં છે?" તેણે બરાડો પાડી પૂછયું.

"હાજી."

"લેરોસ્કી તો જણાવે છે કે તેની તબીઅત સારી નથી."

"એ જુઠ્ઠી વાત છે. રાજકુમાર શરીરે સુખી છે, આપ કોઇ વાતે ફીકર કરશો નહિ. માત્ર જ્યાં સુધી ડચુનાજ્યુ અને બીજા બધાયે નિહિલિસ્ટો છુટા થાય નહિ ત્યાં સુધી રાજકુમારને કેદમાં રહેવું પડશે."

"તું કોણ છે?"

"તે બતાવી દઉં એવી હું મૂર્ખ નથી." સ્ટીવેનાએ હિંમતથી જવાબ આપ્યો.

"હું તને અત્યારે કેદ કરૂં તો?"

"તો રાજકુમારનું ડોકું કાલેજ ધડથી છુટું થઇ પડશે."

વાત તો સાચી હતી. આવી એક છોકરીને પકડવા માટે પોતાના એકના એક પુત્રનો ભોગ આપવો પડે તે ઝારાધિરાજને કેમ પાલવે?

અંતે—નછુટકે—તેણે પેલા કેદ પડેલા નિહિલિસ્ટોને મુકત કરવાનો અને તેમને વગર હરકતે રૂશીઆની હદ બહાર નીકળી જવાનો પરવાનો લખી આપ્યો હતો.

